# નામદાર મહારાણી વીકટોરયાનાં રાજનાં પચાસ વરસનો ઈતીહાસ.

—•○:•:○•—

## મહારાણીનાં રાજનું પચાસમું વરસ.

આવતી તા૦ ૨૦ મી જુને નામદાર મહારાણી વીકટોરીયા પોતાનાં રાજનું પચાસમું વરસ પુરૂં કરશે. ઇંગલંડના ઇતીહાસમાં પચાસ વરસનું રાજ એ આગમજ ફકત ત્રણવાર થયું છે. તેરમી સદીમાં ત્રીજા હેનરી રાજાએ તા૦ ૨૭ મી અકટોબર ૧૨૬૬ માં પોતાનાં રાજનું પચાસમું વરસ પુરૂં કીધું હતું. તે પછી તેના પઊત્રનો છોકરો ત્રીજો એદવરડ ૧૩૭૭ની તા૦ ૨૪મી જાનેવારીએ પોતાના રાજ અમલનું પચાસમું વરસ જોવા પામયા હતા, અને તે બાદ ૫૦૦ વરસનો બાંચો નાખીને, ચાલુ સદીમાં ત્રીજા જયારજ રાજાએ, તા૦ ૨૪ મી અકટોબર ૧૮૧૦ માં પોતાનું જુબીલી વરસ સમાપત કીધું હતું., અને તે પછી પોણી સદીના અંતરે, માહારાણી વીકટોરીયાનું જુબીલી વરસ ચાલુ સાલની અધવચમાં આખેર થશે.

## મહારાણીનો જનમ-તેણીની નાનપણની જીંદગી-તેણીનો રાજયાભીષેક.

ગ્રેટ બરીટન અને આયરલાંડની રાણી તથા હીંદુસતાનની શેહેનશાહબાનું વીકટોરી

યા એલેકઝાનડરીના, લનડનના કેનસીંગટન ના મેહેલમાં તા૦ ૨૪ મી મે ૧૮૧૯ ના દીવસે જનમી હતી. ત્રીજા જયોરજ રાજાનો ચોથો છોકરો એદવરડ દયુક આફ કેંટ એ નામદારનો પીતા હતો અને પ્રીનસેસ વીકટોરીયા મેરી લુઇસા એ નામદારની માતા હતી. પ્રીનસેસ વીકટોરીયા લુઇસા સેકસ કોબરગના દયુક ફરાનસીસની છોકરી અને પ્રીનસ લીયોપોલડ જે પાછલથી બેલજીયમનો રાજા થયો હતો તેની બેહેન થતી હતી. તેણી પેહેલાં લેનીનજનના પ્રીનસ એમીક ચારલસ સાથ પરણી હતી, જેના મરણ બાદ ડયુક આફ કેંટ સાથ તેણીએ બીજીવાર લગન કરયાં હતાં. માહારાણી તેણીનાં બીજાં લગનથી અવતરેલી એકપુરી દાંકરી છે. જનમ વખતે, એ બાળક કદી ઇંગલંડની ગાદી ઊપર આવે, એવો સંભવ ઘણો દુર દેખાતો હતો. ત્રીજો જયોરજ રાજા તે વેળા રાજ કરતો હતો, તેનો વડો પુત્ર જયોરજ પોતાના બાપનાં મનની માંદી હાલતને લીધે પેશકારનું કામ ચલાવતો હતો, અને તેની પછી તેના ભાઇઓ યોરક અને કલારંસના દયુકો, રાજગાદીના વારેસોનો હક ધરાવતા હતા. તા૦ ૨૩મી જાનેવારી ૧૮૨૦માં દયુક આફ કેંટ, પોતાની છોકરી

ના જનમ પછી થોડે મહીને, મરણ પામયો, અને શાહજાદી વીકટોરીયાની કેળવણીનું કામ તેણીની માની દેખરેખ હેઠલ તેણીના ત્રીજા કાકા ડયુક આફ નોરધમબરલેંડની બાનુએ ચલાવયું હતું. બચપણનાં વરસો શાહજાદીએ કેનસીંગટનના મેહેલમાં મુખ્ય કરીને ગુજાર યાં હતાં, પણ વારંવાર તેણી પોતાના મામા પ્રીનસ લીયોપોલડના કલેરમોંટના મેહેલમાં પરોણા તરીકે રહેતી હતી, અને મહારાણીના પોતાના જણાવયા પ્રમાણે, આ છેલા મેહેલ માં તેણીનાં બચપણનાં સરવથી સુખી વરસો પસાર થયાં હતાં. એ ઉપરાંત હવા ફેરફાર કરવાનાં જુદાં જુદાં મથકોની સેલગાહે પણ તેણી વારંવાર જતી હતી; અને શાહજાદી જેમ ઉમરે આવતી ગઈ, તેમ કેટલાક અંગ્રેજ ઉમરાવોના ગામડાંઓમાં આવેલા મેહેલોની મુલાકાતે જવા લાગી હતી. ૧૮૨૫ના મે મા સમાં જયારે શાહજાદીનું છઠું વરસ ઉગયું, તયારે પારલામેંટે તેણીની માને, પોતાની દીકરીની નકી વય સુધી તેણીનાં ગુજરાન અને કેળવણીનો વધતો જતો ખરચ કરવાને, વરસ દહાડે રૂ૬૦,૦૦૦નું લવાજમ આપવાનું ઠરાવયું; તે પછી ૧૮૩૧ ના આગસટ માસમાં, તાજનાં એક સંભવીત વારસ તરીકેનાં

માન અને પદવીને અનુસરીને શાહજાદી રહે વાને શકતીવાન થાય તે માટે, તેણીને માટે રૂ૧,૦૦,૦૦૦ની વધુ રકમ પારલામેંટે ઠરાવી આપી. ઈંગલંડની દરબારમાં તેણીએ પેહેલીવાર જાહેર દેખાવ ૧૮૩૧ની તા૰ ૨૪મી ફેબરવારીએ દીધો હતો, જે વેલાએ રાણી એદીલેડે એક "ડરાઈંગ રૂમ" ભરયો હતો. તા૰ ૨૪મી મે ૧૮૩૭માં તેણી પુખ્ત વયે પોહોંચી, તયારે સેંટ જેમસના મેહેલમાં દરબાર તરફથી મોટો "બાલ" આપવામાં આવયો, જે પ્રસંગે પેહેલીવાર તેણી પોતાની માના કરતાં વધારે ઊંચી પદવીએ બીરાજતી થઈ. ચોથો વીલીયમ રાજા એજ વરસની તા૰ ૨૦મી જુનની સવારે મરણ પામયો, અને શાહજાદી વીકટોરીયા, જેણી તે વેલા ફકત અઢાર વરસની વયની હતી, તેણીને માટે રાજગાદીનો મારગ ખોલો થયો. તે વખતના વડા પ્રધાન લારડ મેલબોરનને, રાજાનાં મરણથી, મેહેલમાં બોલાવી મંગાવવામાં આવયો, અને અગયાર કલાકે પ્રીવી કાઊનસીલની એક સભા કેનસીંગટનના મેહેલમાં મલી, જે વેલા લારડ ચાનસેલરે રાણીને તેણીના ઓધાના સરેસતાના સપત આપયા, અને તેના બદલામાં, હાજર રહેલા પ્રધાનો અને બીજા પ્રીવી

કાઉનસીલરોએ તે નામદારને તાબેદાર રહેવાના સોગંદ લીધા. તેણી જ્યારે રાજગાદીએ બેઠી, ત્યારે સાધારણ રીતે પરથવીની પ્રજાઓ, બલકે દરબારના રાજદવારીઓ અને તેની સાથે બીજા અતલકનો સંબંધ ધરાવનારાઓ તેણીના વીશે થોડીજ ખબર ધરાવતા હતા. મી૰ ગ્રેવીલ નામનો લખનાર જણાવે છે કે, જુવાન મહારાણીને તેણીની માતાએ એ આગમજ એટલા બધા એકાંતવાસમાં રાખી હતી–"તેણી કદી પોતાના સુવાના ઓરડાની બાહેર સુની હતી નહી, અને પોતાની મા તથા બેરનેસ લેહઝન શીવાય બીજાં કોઇ પણ સાથ તેણી એકલી પડી નહી હતી"–કે "તેણીની કોઇપણ ઓળખાણની સહીને, કેનસીંગટનની કોઇપણ સ્ત્રી ખીદમતગારને, બલકે તેણીની કાકી અને શીક્ષક ડચેસ આફ નોરધમબરલેંડને પણ કસો ખયાલ હતો નહી કે, તેણી કેવી વરતણુકની છે અથવા કેવી વરતણુકની થશે." ચોથા જયોરજ તેમજ ચોથા વીલયમ રાજાઓના દરબારીઓ ઉંચી રીતભાતો માટે જાણીતા નહી હતા, માટે મહારાણીની માએ પોતાની છોકરીને તેમની નઠારી અસરથી બને એટલી દુર રાખવાનો ઠરાવ કીધો હતો.

## નામદાર મહારાણીને પારલામેંટ તરફથી ઠરાવી આપવામાં આવેલું લવાજમ તથા તેમની ખાનગી મીલકત.

મહારાણી ગાદીએ આવવા સાથ હેનોવરના જરમન પ્રાંત અને ઈંગ્લંડ વચેનાં જોડાણનો છેડો આવયો, કારણ કે એક સ્ત્રી તરીકે હેનોવરના કાયદાની રૂયે તે નામદારનો હક, એ પ્રાંત ઉપર ચાલી શકયો નહી. તેણીનો કાકો અરનેસટ ડયુક આફ કમબરલેંડ, જે હેનોવરનાં રાજકુટુંબનો તેણીની પાછલનો પુરૂષ વારસ હતો, તેના હાથમાં એ પ્રાંત ગયો. ગાદીએ બેસવા પછીના મહારાણીના સંબંધમાં ત્રણ મોટા પ્રસંગો બનયા હતા. પેહેલો, તે નામદાર રાણી તરીકે જાહેર થવાનો, બીજો, ઉમરાવોની સભામાં તેણીએ પોતે પેહેલીવાર તખ્ત ઉપર બીરાજી પારલામેંટને મુલતવી રાખવાનું બજાવેલું કામ; અને ત્રીજો, જે. ૧૮૩૮ ની તા૦ ૨૮ મી જુને બનયો હતો, તે તેણીએ તાજ પેહેરવાને લગતો અદબા ભરેલો ઓચ્છવ હતો. લારડ મેલબોરનના લીબરલ પ્રધાન મંડલની ભલામણ ઉપરથી, નામદાર મહારાણીને મલવું જોઈતું રાજકરતા તરીકેનું વારસીક લવાજમ (આમની સભા

તરફથી ઠરાવવામાં આવેલી સીલેકટ કમીટીએ કીધેલા રીપોરટ ઉપરથી) રૂ ૩૮,૫૦,૦૦૦ નું ઠરાવવામાં આવયું હતું. એ ઠરાવને લગતા કાયદા વીશે મહારાણીએ તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૩૭માં બાહાલી આપી હતી. કાયદામાં લવાજમ વીશે લખતાં, તેને "નામદાર મહારાણીનાં કુટુંબના ગુજરાણ, તથા ગ્રેટ બરીટન અને આયરલંડનાં જોડાયલાં રાજયના તાજના મોભા તથા માનને ટકાવી રાખવા માટેનું" લવાજમ ગણવામાં આવયું છે. એજ કાયદાની રૂએ લવાજમનો ઉપયોગ કેવી રીતે કરવો તે પણ ઠરાવી આપયું છે. તે નીચે પ્રમાણે:-તીજોરી ખાતાંના પ્રધાનોને રૂ૬,૦૦,૦૦૦ ની રકમ મહારાણીની ખાનગી થેલીમાં ભરવાનો હુકમ કરવામાં આવયો છે; અને રૂપીઆ ૨૩,૧૨,૬૦૦ બાદશાહી કુટુંબના પગારો માટે, રૂ૪,૪૨,૪૦૦ નોકરોને ચાકરી છોડતાં આપવાનાં લવાજમો તથા પેનશનો માટે; તથા રૂ૧,૩૨,૦૦૦ બાદશાહી બખશેશ, દાણ અને ખાસ સેવાના બદલામાં આપવા માટે જુદા રાખવાનું ફરમાવવામાં આવયું છે. એ ઉપરાંત બાકી રહેતી રૂ૩,૬૩,૦૦૦ ની રકમ, મહારાણીની દરબારના સાધારણ ખરચના સંબંધમાં વાપરવાની છુટ મુકવામાં આવી છે.

એજ કાયદાની રૂયે વલી એવી ગોઠવણ કરવામાં આવી છે કે, રાજકરતાનો ખરચ જો કોઈ પણ વરસમાં ૱૪૦,૦૦,૦૦૦ થી વધારે થાય, તો તેનો વીગતવાર હીસાબ ત્રીસ દીવસની મુદતમાં પારલામેંટ હજુર રજુ કરવો.

પારલામેંટે ઠરાવી આપેલા ઉપલા લવાજમ ઉપરાંત મહારાણીને લાનકેસટર પરગનાની ડચેસ તરીકે આસરે ૱૪,૫૦,૦૦૦ ની આવક મળે છે. આ આવકની રકમ અલબત મુકરર ઠરાવી આપી નથી, અને તેમાં વરસો વરસ ફેરફાર થતો રહે છે; ૧૮૮૪માં, દાખલા તરીકે, એ પરગનાની ચોખી આવક ૱૫,૮૭,૯૨૦ ની થઈ હતી. એજ પરગનામાં આયાત થતા વાઇન દારૂ ઉપર અસલના વખતથી લેવામાં આવતા વારસીક લવાજમ તરીકે, મહારાણીને બીજા ૱૮,૦૩૦ મળે છે, અને ૱૧,૦૧૦ ની એક બીજી વારસીક રકમ, ઈંગલંડનાં અસલી વતનદારી ધોરણની રૂયે ચોકસ પ્રકારની હકસાઈ તરીકે આપવામાં આવે છે. વળી જે મેહેલોમાં નીમદાર મહારાણી જાથુક રહે છે, જેમાં તેણી થોડો થોડો વખત રહે છે, તથા જેમાં બાદશાહી કુટુંબ તથા ઊમરાવ વરગ માહેલા પેનશનપર રેહેતા આસામીઓ વસે છે, તેમની પાછળ

થતા ખરચ તરીકે સરેરાસ રૂ૩,૫૨,૪૯૦ ની રકમ; બાદશાહી સેલ કરવાની બોટો માટે અને બીજા દરયાવરથી ખરચોના રૂપયા ૩,૯૭,૩૨૦; અને બાદશાહી રસાલાના, બશ કરી ખરચો, વગેરે માટે આસરે રૂ૩,૧૧,૫૦૦ એ નામદારને મળે છે. એ પ્રમાણે, ૧૮૮૫ નાં વરસમાં નામદાર મહારાણીને ખાતે આ પવામાં આવેલી કુલે રકમ રૂ૫૬,૦૨,૦૩૦ ની થઇ હતી.

એ નામદારની ખાનગી મીલકતો ની ન્યલી છે:- સકાટલંડનું એબરદીનનું પરગ નું, જેની ભાડાં રૂપી આવક રૂ૨૩,૯૨૦ ની થાયછે; ઇંગલંડનું હેંપશાયર પરગનું જેની આવક રૂ૩૧,૦૦૦ ની; અને સરેનું પરગ નું, જેની આવક રૂ૬૯૦ ની ઉપજે છે. ૧૮૮૨ માં મહારાણીએ જંગલોના કમીશનરો કનેથી કલેરમોંતની જગા રૂ૭,૪૦,૦૦૦ ની રકમે વેચાતી લીધી હતી. એ નામદારની વળી બીજી મીલકત જરમનીમાં કોબરગ ખાતે છે, તેમજ પ્રીનસેસ હોહેનલોહે તે ણીને જરમનીના બેડન શેહેરમાં એક બંગલો વારસામાં આપયો છે.

## મહારાણીનાં લગન-તેમને થયલાં છોકરાં, અને તેમનાં છોકરાંના છોકરાં-વડા શાહજાદા તથા શાહજાદીઓને મળતાં લવાજમો.

૧૮૪૦ ની તા૦ ૧૬ મી જાનેવારીએ મહારાણીએ પોતે પારલામેંટ ઊઘાડતાં, પોતાના પીત્રાઇ સેકસકોબરગગોથાના શાહજાદા આલબરટ સાથે પોતાના લગન કરવાનો ઇરાદો જાહેર કીધો હતો. તેણીએ જણાવયું કે, "મારા આ કામથી મારા લોકોને લાભ તેમજ મને સંસાર સુખ પ્રાપત થશે." રાણીએ પોતાના પીત્રાઇને પેહેલીવાર ૧૮૩૬માં જોયો હતો. તે લગભગ તેમનીજ ઊમરનો હતો. બરાબર કહીયે તો રાણી તેના કરતાં ત્રણ મહીના અને બેથી ત્રણ દીવસ વડાં હતાં. તેમનાં લગન ૧૮૪૦ ની તા૦ ૧૦ મી ફેબરવારીએ થયાં હતાં. શાહજાદા આલબરટને એ આગમજ તા૦ ૨૭મી જાનેવારીએ ૩૦,૦૦,૦૦૦ નું વરસાણ બાંધી આપવામાં આવયું હતું. એ લગનથી ચાર છોકરા અને પાંચ છોકરીઓ જનમી હતી:—૧લું છોકરૂં વીકટોરીઆ એદીલેડ મેરી લુઇસા હતી, જેણી તા૦ ૨૧ મી નવેમબર ૧૮૪૦માં જનમી હતી, અને તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૫૮ માં

જરમનીના હાલના પાટવીકુંવર ફરેદરીક વી લયમ સાથ પરણી હતી. ૨ જુ' બચ્ચું આલબ ૨ટ એદવરડ પ્રીનસ આફ વેલસ હતો, જે તા૦ ૯ મો નવેમબર ૧૮૪૧ માં જનમયો હ તો, અને ૧૮૬૩ ની તા૦ ૧૦ મી મારચે ડેનમારકના રાજા નવમા કરીસચીયનની વડી છોકરી શાહજાદી આલિકઝાનડરા સાથે પરણ યો હતો. ૩ જું, આલીસ મોડ મેરી હતી, જેણી ૧૮૪૩ ની તા૦ ૨૫મી એપ્રીલે જનમી હતી, ૧૮૬૨નીતા૦૧લી જુલાઇએ હેસે દારમ સટાટના ગરાંડ ડયુક ચોથા લુઇસ સાથે પર ણી હતી, અને ૧૮૭૮ ની તા૦ ૧૪ મી ડી સેમબરે મરણ પામી હતી. ૪ થું, આલફરેડ અરનેસટ આલબરટ ડયુક આફ એદીનબરો હતો, જે ૧૮૪૪ની તા૦ ૬ ઠી આગસટે જનમયો હતો, અને ૧૮૭૪ ની તા૦ ૨૩ મી જાનેવારીએ રૂશીઆના મોજી શેહેનશાહ ની એકપુરી છોકરી ગરાંડ ડચેસ મેરી સા થે પરણયો હતો. ૫ મું, હેલીના આગસટા વીકટોરીઆ હતી, જેણી ૧૮૪૬ ની તા૦ ૨૫ મી મેએ જનમી હતી, અને ૧૮૬૬ ની તા૦ ૫ મી જુલાઇએ શલેસવીગ હોલસટીન ના પ્રીનસ ફરેદરીક કરીસચયન સાથે પરણી હતી. ૬ઠું, લુઇસ કેરોલીન આલબરટ હતી,

જેણી ૧૮૪૮ ની તા૦ ૧૮ મી મારચે જનમી હતી, અને ૧૮૭૧ની તા૦ ૨૧ મી મારચે જોન મારકવીસ આફ લોરન સાથે પરણી હતી. ૭મું, આરથર વીલયમ પેત્રીક આલબરટ દયુક આફ કોનાટ હતો, જે તા૦ ૧લી મે ૧૮૫૦ના દીવસે જનમયો હતો અને તા૦ ૧૩મી મારચ ૧૮૭૯ ના દીવસે પરૂશીયાના મરનાર પ્રીનસ ફરેદરીક ચારલસની છોકરી પ્રીનસેસ લુઇસ મારગરેટ સાથે પરણયો હતો. ૮મું, લીયોપોલડ જયોરજ દનકન આલબરટ દયુક આફ આલબની હતો, જે ૧૮૫૩ ની તા૦ ૭મી એપ્રીલ જનમયો હતો, ૧૮૮૨ની તા૦ ૨૭ મી એપ્રીલ વાલડેક પીરમોંતની છોકરી પ્રીનસેસ હેલન સાથે પરણયો હતો, અને ૧૮૮૪ ની તા૦ ૨૮મી મારચે મરણ પામયો હતો. ૯મું, બીએત્રીસ મેરી વાકટોરીયા ફીયોદોર હતી, જેણી ૧૮૫૭ની તા૦ ૧૪મી એપ્રીલ જનમી હતી, અને ૧૮૮૫ ની તા૦ ૨૩મી જુલાઇએ બેટનબરગના પ્રીનસ હેનરી તે બલગેરીયાના માજી રાજકરતા, પ્રીનસ એલેકઝાનડરના ભાઇ સાથ પરણી હતી. •

વડી શાહજાદીને આઠ છોકરાં થયાં છે. પાટવીકુંવર નામદાર પ્રીનસ આફ વેલસને પાંચ બચ્ચાંની વરૂધી થઇ છે, જેઓમાં વડો

પુત્ર પ્રીનસ આલબરટ વીકટર કરીસચયન એ દવરડ ૨૩ વરસની ઉમરનો છે; બીજો પુત્ર, જયારજ ફરેદરીક અરનેસત આલબરટ ૨૨ વરસનો છે; વડી છોકરી, લુઇસ વીકટોરીયા એલેકઝાનડરા દાગમાર ૨૦ વરસની; બીજી છોકરી, વીકટોરોયા એલેકઝાનડરા ઓલગા ૧૯ વરસની; અને ત્રીજી, મોડ ચારલોટ મેરી વાકટોરોયા ૧૮ વરસની વયની છે. શાહજાદી એલીસ પોતાની પાછળ સાત છોકરાં મુકી મરણ પામી છે. મહારાણીના બીજા પુત્ર દયુક આફ એદીનબરોને પાંચ છોકરાં છે. શાહજાદી હેલીનાને પણ પાંચ છોકરાંની બક્ષીસ થઇ છે પણ તેણીની બેહેન શાહજાદી લુઇસને હજી કસું ફરજંદ થયું નથી. નામદાર દયુક આફ કોનાટ, મુંબઇના હાલના સેનાધીપતીને ત્રણ છોકરાં થયાં છે. તેનો ભાઇ મરુનાર દયુક આફ આલબની પોતાની પાછલ બેં છોકરાં મુકી ગયો છે. શાહજાદી બીએત્રીસ, જે દોહોડ વરસ થયું પરણી છે, તેણીને પેટે ગયે વરસે એક પુત્રનો જનમ થયો છે.

નામદાર મહારાણીને પારલામેંટ તરફથી ઠરાવી આપવામાં આવેલાં ૩૩૮,૫૦,૦૦૦ નાં લવાજમમાંથી, તે નામદારનાં કુટુંબીઓને નીચે પ્રમાણે વરસાણુ આપવામાં આવેછેઃ-દયુક

આફ એડીનબરોને, રૂ૨,૫૦,૦૦૦; ડયુક આ ફ કોનાટને, રૂ૨,૫૦,૦૦૦; પરૂશીયાની સાહજાદી ફરેદરીક વીલીયમ (વડી શાહજાદી)ને, રૂપીઆ ૮૦,૦૦૦; સલેસવીગ હોલસટીનની શાહજાદી કરીસચયન ( શાહજાદી હેલીના )ને, રૂ ૬૦,૦૦૦; પ્રીનસેસ લુઇસ તે મારશયનેસ આફ લોરનને, રૂ૬૦,૦૦૦; પ્રીનસેસ હેનરી (બીએત્રીસ)ને, રૂ૬૦,૦૦૦; ડચેસ આફ કેમબરીજને, રૂ૬૦,૦૦૦; મેકલેનબરગ સ્ટ્રેલીટઝની ગ્રાંડ ડચેસને, રૂ૩૦,૦૦૦; પ્રીનસેસ આફ ટેક (આગલી કેમબરીજની પ્રીનસેસ મેરી)ને, રૂ૫૦,૦૦૦; ડયુક આફ કેમબરીજને, રૂપીઆ ૧,૨૦,૦૦૦; અને મરનાર ડયુક આફ આલબનીની વીધવાને, રૂ૬૦,૦૦૦. પાટવી કુંવર નામદાર પ્રીનસ આફ વેલસને પારલામેંટના એક કાયદાની રૂએ રૂ૪,૦૦,૦૦૦ નું વારસીક લવાજમ આપવામાં આવેછે. તે ઊપરાંત કોરનવાલ પરગણાની મેહેસુલ પણ તેને મલેછે, જેની નકી કીમત ૧૮૮૪માં રૂ૧૦,૩૧,૩૩૦ ની હતી. તે નામદારની બાનુને એજ કાયદાની રૂએ રૂ૧,૦૦,૦૦૦ નું વરસાણુ મલેછે; વીધવા તરીકે તેણીને રૂ૩,૦૦,૦૦૦ ની રકમ આપવાનું ઠરાવવામાં આવયું છે. બાદશાહી કુટુંબીઓને આપવામાં આવતી એકંદર રકમ વરસોવરસ રૂ૧૭,૮૦,૦૦૦ ની થાયછે.

### લારડ મેલબોરનનો લીબરલ વડા પ્રધાન તરીકેનો અમલ, ૧૮૩૭ થીં ૧૮૪૧– કેનેડાનો મામલો.

માહારાણી જયારે રાજગાદી ઊપર આવયાં, તયારે વડા પ્રધાનનો અધીકાર લારડ મેલબોરન ચલાવતો હતો. તે એક મોટો રાજદવારી નહી હતો, તોપણ તે દયાળુ અને ઊદાર દીલનો હતો, અને તેથી તે મહારાણીનો વીસવાસુ સલાહકાર થઈ પડયો. પારલામેંટ પેહેલીવાર ૧૮૩૭ની તા૦ ૨૦મી નવેમબરે મળી, અને ૧૮૩૮ ની તા૦ ૧લી ફેબરવારી ઉપર મુલતવી રાખવામાં આવી હતી. પણ ઊતર અમેરીકાની ઊતરે આવેલા કેનેડા દેશના દક્ષીણ પ્રાંતમાં, ફરેંચ અથવા પ્રજા પક્ષની ઊસકેરણીથી બળવો ફાટી નીકલયો, અને પારલામેંટને તા૦ ૧૬મી જાનેવારીએ પાછી મળવાની ફરજ પડી. બળવાને ઉતાવલે દાબી દેવામાં આવયો, અને લારડ દરહામ નામના ઉમરાવને એ પ્રાંતનો રાજવહીવટ ભવીષમાં કેવી રીતે ચલાવવો તે વીશે એક સારી યોજના ઘડી કાહાડવાને તયાં મોકલી આપવામાં આવયો. પરીણામે કેનેડાના ઉતર તથા દક્ષીણ પ્રાંતોને ૧૮૪૦ માં જોડી નાખવામાં આવયા, અને તે વખતથી તયાં

અસંતોષ અને બળવાનો લગભગ છેડો આવી ગયો. ૧૮૬૭માં કેનેડા અને બરીટીશ નારથ અમેરીકાના ( નયુફાઊંલેંડ શીવાય ) બીજા પ્રાંતોને સાથે જોડી નાખવામાં આવયા, અને તેમને દોમીનીયન આફ કેનેડાનું નામ મળયું.

### લારડ મેલબોરનનો અમલ-સવદેશ ખાતાંનો કારોબાર.

મહારાણીનાં રાજની શુરૂઆતમાં (૧૮૩૭-૩૯ મા ) ઈંગલંડમાં સઘલે ઠેકાણે રેલવે સડકો ઊંધાડવાનું કામ ધમધોકાર ચાલયું. ૧૮૩૮ માં વીજલીક તારના દોરડાં નાખવીમાં આવયાં. એજ વરસમાં આટલાનટીક મહાસાગર ઓલંગી અમેરીકા જનારાં વાહાણો એ વરાલનો ઊપયોગ કરવાની શરૂઆત ફતેહ સાથે કીધી. ૧૮૪૦માં એક પેની (બે ફદીયા)ના ખરચે ટપાલ મારફતે કાગળો લઇ જવાની યોજના અમલમાં મુકવામાં આવી. પાસીફીક મહાસાગરમાં આવેલા નયુઝીલેંડના ટાપુમાં અંગ્રેજોએ ૧૮૩૯ માં એક સંસથાનુ વસાવયું, અને ૧૮૪૦ ના ફેબરવારીમાં વેતાંગીના કોલકરારથી એ ટાપુ અંગ્રેજોના કબજામાં આવયો. એજ વરસમાં આસ્ટ્રેલીયા ખાતે અંગ્રેજ ગુનેહગારોને જનમ દેશનીકાલ કાહાડ

વાની રૂઢીનો અટકાવ કરવામાં આવયો, અને તેથી એ ટાપુ અથવા ખંડની ભવીષની આબાદીનો પાયો મજબુત થયો. જુદી જુદી જાતના અપરાધો માટે મોતની સજા નહી કરવાનો કાયદો એ વરસમાં પસાર કરવામાં આવયો હતો. ઈંગલંડનાં ગરીબ અને મેહનતુ વરગોની સથીતી વીશે પુછપરછ કરવી એ વખતે ચાલુ થઇ હતી. પ્રજાને કેળવણી આપવાને લગતી એક યોજના ૧૮૩૪ માં શુરૂ થઇ, અને નીશાળો ઉભી કરવાના ખરચ માટે એક નાની વારસીક બક્ષેસ સરકાર તરફથી આપતી કરવામાં આવી. પાછળથી એ યોજનામાં વધારો કરતા જઇ, કેળવણી સંબંધી કામો માટે પ્રીવી કાઊનસીલની એક કમીટી નેમવામાં આવી, અને કેળવણી સંબંધી બક્ષેસોની રકમમાં મક્રમપણે વધારો કરવામાં આવયો. આયરલંડમાં "તાઇધ" નામનો ચોકસ કર આપવાનાં સબંધમાં ભયંકર બખેડાઓ ઊભા થયાથી, ૧૮૩૮ માં એ કર કાહાડી નાખીને તેની જગોએ જમીનનો કર નાખવામાં આવયો. એજ વરસમાં "ગરીબોને લગતો એક કાયદો," અને બે વરસ પછી મયુનીસીપાલીટીઓના સુધારાને લગતો કાયદો પસાર કરવામાં આવયો. પણ લારડ મેલબોરનનું પ્રધાનમંડ

લ એ રીતે, ઉપલાં અને બીજાં કેટલાંક ફા યદાકારક કામો બજાવવામાં જો કે ફતેહ પા મયું હતું, તોપણ તેણે પ્રજાનો વીસવાસ મેળવયો નહી. કારખાનાઓમાં કામ કરનારા લોકોની સથીતી અફસોસકારક હતી, જેના પરીણામમાં "ચારટીસટ"ના નામથી પોતાને ઓળખાવનારા કેટલાક શખસોએ ઉસકેરણી ચલાવવા માંડી, અને મધયમ સથીતીના વર ગો ભેગા પોતાને પણ એકસરખા રાજદ વારી હકો મલે એવી માગણી તેઓએ કીધી. ૧૮૩૮ થી ૧૮૪૮ સુધીનાં દશ વરસો સુધી આ ઊસકેરણીથી ઇંગલંડ હલીમલી રહયું.

**લારડ મેલબોરનની પ્રદેશ ખાતાંની રાજનીતી: ચીન સાથની લડાઈ-આફગાન લડાઈ.**

સવદેશ ખાતાંની એવી મુશકેલીઓમાં પ્રદેશ ખાતાંની મુશકેલીઓ ઉમેરાઇ. ૧૮૩૯ માં ચીન સાથ લડાઇ છેડવામાં આવી. પોતાનાં રાજમાં અફીમની દાણચોરી ચાલવા દેવાનું ચીને કબુલ રાખયું નહી, અને તેની સામે લડાઈ જાહેર કરવામાં આવી. એજ વ રસમાં અફગાનીસતાનમાં કાબુલનો કબજો લેવામાં આવયો, અને બે વરસ થયાં નહી કે, આફગાનોએ બળવો ઊઠાવયો, અને આ મીરની પાસમાં એક આખું અંગ્રેજી લશ કર મારયું ગયું.

**સર રાબરટ પીલનાં કનસરવેટીવ પ્રધાન મંડળનો અમલ, ૧૮૪૧–૧૮૪૬-પ્રદેશ ખાતાંનો કારોબાર-ચીન સાથ સુલેહ-સીખ લોકો સાથની લડાઇ.**

૧૮૪૧ માં આમની સભાના અધીકારીઓની ચુંટણી થઇ, અને કનસરવેટીવો સર રાબરટ પીલના વડપણ હેઠલ અમલ ઊપર આવયા. નવાં પ્રધાન મંડળના સંબંધમાં એવી આશા બાંધવામાં આવી હતી કે, સર રાબરટ પીલની નાણા સંબંધી બાબતોની બાહોશીને લીધે, દેશનો માહેલો કારોબાર, અને વીશેષ કરીને ખેતીવાડી કરનારા જીલાઓની સથીતી, ઊતાવલે સુધારવામાં આવશે. પરદેશ ખાતેની રાજનીતીમાં સરકાર ફતેહ પામી ચીન સાથે સુલેહ કરવામાં આવી, અને તેના કોલકરારની રૂએ તે દેશે યુરોપયન વેપારીઓ માટે બીજાં પાંચ બંદરો ખોલાં મુકયાં. અફઘાનીસતાનમાં કાબુલ ખાતે અંગ્રેજોને ખમવાં પડેલાં આફતનું વેર જેનરલ પોલોકની સરદારી હેઠલ લેવામાં આવયું. હીંદુસતાનમાં સીંધ પ્રાંતને અંગ્રેજી રાજ સાથે જોડી નાખવામાં આવયો. ૧૮૪૫ માં હીંદુસતાનમાં વડપણ મેળવવાને અંગ્રેજોએ દેશીઓ સાથ નવી લડાઇઓ શુરૂ કીધી. મુખય ક

રીને સીખ લોકો સાથ લડાઇ ચાલી, અને તેમને મુદકી, ફીરોઝશાહ અને સોબરાઓન નીં મોટી લડાઇઓથી જેર કરવામાં આવયા. ૧૮૪૬ ની તા૦ ૯મી મારચે તેમની સાથે સુલેહના કરાર કરવામાં આવયા, જેની રૂયે સટલજ નદીની દક્ષીણ તરફનો જીલો અને જલંદર દોઆબ અંગ્રેજોને મળયો; વળી તેની રૂયે કાશમીરનો પ્રાંત, જમુનો ઉચ પ્રદેશ અને અરધો કરોડ રૂપયા લડાઇના ખરચ તરીકે લેવાની ગોઠવણ કરવામાં આવી હતી.

**મહારાણી તથા તેમનાં કુટુંબની ૧૮૪૧થી ૧૮૪૬ સુધીની અંગત હકીકત.**

૧૮૪૧ ની તા૦ ૯ મી નવેમબરે પ્રીનસ આફ વેલસનો જનમ થયો. પરૂશીયાનો રાજા ફરેદરીક વીલીયમ, જે તેનો એક ધરમ બાપ થયો હતો, તે તેને ખરીસટી ધરમમાં લેવાની કીરયા વેળા હાજર થવાને ૧૮૪૨ ની તા૦ ૨૫ મી જાનેવારીએ ઇંગલંડ આવીયો હતો. એજ વરસના આગસટ માસની આખેરીએ નામદાર માહારાણી અને પ્રીનસ આલબરટે શેટો દયુ નામના મેહેલમાં ફરાંનસના રાજા લુઇ ફીલીપની મુલાકાત લીધી હતી. સપટેમબરમાં તેઓએ છ દીવસ સુધી બેલજીયમમાં મુસાફરી કીધી. નવેમબરમાં નામદાર મહા

રાણી વડા પ્રધાન સર રાબરટ પીલની મુલાકાતે દરેટન મેનર ખાતે ગયાં; તે વેલા પ્રીનસ આલબરટ બરમીગામ ખાતે ગયો. દરેટન મેનરથી બાદશાહી રસાલો પ્રથમ એટસવરથ ખાતે અને તે પછી બેલવાયરના મેહેલની મુલાકાતે ગયો. ૧૮૪૪ના જુન માસમાં રૂશયન શેહેનશાહ નીકલસે મહારાણીની અચચુચી મુલાકાત લીધી. બીજી એક બાદશાહી મુલાકાત પરૂશીયાના પાટવીકુંવર (હાલના જરમનીના શેહેનશાહ) તરફથી આગસટમાં થઇ હતી. તે પછી એ શાહજાદાએ ઇંગલંડની ચાર વાર મુલાકાત લીધી હતી, અને ૧૮૫૮ માં તેના છોકરાના નામદાર મહારાણીની વડી છોકરી સાથે લગન કરવામાં આવયાં હતાં. અકટોબરમાં ફરાનસના રાજા લુઇ ફીલીપે મહારાણીને વીંડસરના મેહેલમાં વળતી મુલાકાત આપી. ૧૮૪૬ માં નામદાર મહારાણી તથા તેણીના ભરથારે વાઇટના ટાપુમાં ઓસબરનની મીલકત ખરીદ કીધી હતી. આગસટમાં તેઓ ત્રણ અઠવાડીયાં સુધી જરમનીની મુલાકાતે ગયાં, જેનો મુખય હેતુ પ્રીનસ આલબરટે પોતાની જુવાની જે દેખાવો વચે પસાર કીધી હતી તે જોવાનો હતો. તયાંથી પાછાં ફરતાં તેઓ એંતવરપ થઇને ગોથા ખાતે ગયાં હતાં,

જયાં બેલજીયમના રાજા તથા રાણીએ તેમને આવકાર આપયો હતો. ઈંગ્લંડ પાછા ફરવાના મારગમાં તેઓ ત્રેપોરટ ખાતે જઈ પોહોંચયાં, જયાં ફરાનસના રાજા લુઈ ફીલીપે તેમની મુલાકાત લીધી હતી.

**સર રાબરટ પીલનો સવદેશ ખાતાંનો કારો બાર-ડેનીયલ ઓકોનેલની ઈંગલંડ અને આયરલંડ વચેનું જોડાણ રદ કરાવવાની કોશેશ-અનાજને લગતા કાયદાઓ-આયરલંડને દબાણમાં રાખવાનો કાયદો અને સરકારની હાર.**

૧૮૪૩ માં ડેનીયલ ઓકોનેલ નામના જાણીતા આયરીશે ઈંગલંડ તથા આયરલંડ વચેનું જોડાણ રદ કરવાની જબરી કોશેશ ચલાવી હતી; પણ તા૦ ૩ જી અકટોબરે ક્લોનતારફ ખાતે તેણે મેળવવા ધારેલી રાક્ષસી સભાને અટકાવવામાં આવયાથી તેનું બળ ભાગી પડયું. સર રાબરટના અમલનું બીજું કામ અનાજને લગતા કાયદાઓ રદ કરવાનું હતું. ૧૮૪૧ માં જયારે તે પ્રધાન પદ પામયો, તયારે તેનો હેતુ એ કાયદાઓને ટકાવી રાખવાનો હતો, પણ ૧૮૪૬માં તેણે તે કાહાડી નાખયા. પ્રથમ તેણે અનાજના સંબંધમાં આયાત જગાતની ફેરવાયા કરે એ

વી યોજના ઘડી કાહાડી, જેની રૂયે અનાજ ની કીમત હલકી થતાં પરદેશી અનાજ દેશ માં આવવાથી બાતેલ થતો હતો, અને જયારે તેના ભાવ વધારે ઊંચા થતા, તયારે તે દેશમાં દાખલ થવા પામતો હતો. ૧૮૪૫ ના સરકારી આવક ખરચનાં સરવાયામાં તેણે જગાતવાળી ૮૧૩ વસતુઓ માહેલી ૪૩૦ ઊપરની જગાત કાહાડી નાખી, અને એ રીતે સવદેશી વેપારને બચાવની હાલતમાં રાખવાના નીયમને આડકતરી રીતે છોડી દીધો. પારલામેંટની બાહેર અનાજની સામેનો એક પક્ષ ઊભો થયો, જેના મુખ્ય બોલનારાઓ રીચરડ કાબદન અને જાન બરાઈટ હતા. આયાત થતી ખોરાકીની વસતુઓને જગાતમાંથી સદંતર મોકળી કરવાની તરફેણમાં તેઓએ નહી તોડી શકાય એવી તકરારો રજુ કીધી. અંતે સર રાબરટ પીલે તકરારને શરણ થઈને, તેમજ આયરલંડ ખાતે પડેલા એક દુકાલ માટે જોગવાઈ કરવાની મુશકેલી જોઈને, અનાજ ઉપરની આયાત જગાત ૧૮૪૬ માં કાહાડી નાખી. પણ જે દીવસે (તા૰ ૨૫ મી. જુને) એ જગાત કાહાડી નાખવાને લગતો ધારાનો ખરડો ઉમરાવોની સભામાં ત્રીજીવાર વંચાયો, તેજ દીવસે સર રાબરટ પી

લનું પ્રધાન મંડલ, આયરલંડને દબાણમાં રાખવાને લગતા ધારાના ખરડા ઉપર મત લેવાતાં, હાર પામયું, અને તેથી તેણે પોતાના ઓધાનું રાજીનામું આપયું. પીલના અમલના સરવથી અગતનાં કામો નીચલાં હતાં:-૧૮૪૨ માં, સ્ત્રીઓ અને છોકરીઓને ખાણોમાં કામે લગાડવાની મનાઇ કરવાનો ધારો, અને ૧૮૪૪ માં કારખાનાઓને લગતો કાયદો તેણે પસાર કીધો હતો. આયાત જગાતમાં ઘટાડો કરવાને શકતીવાન થવા માટે તેની સરકારે ૧૮૪૨ માં ફરી એકવાર પ્રજા ઉપર આવકનો કર નાખીયો હતો.

**લારડ જાન રસલનો લીબરલ પ્રધાન તરીકેનો અમલ. ૧૮૪૬-૧૮૫૩-પ્રદેશખાતાંનો કારોબાર-સીખ લોકો સાથની લડાઈ-પંજાબનું બેડાણ-ફરાનસ તરફથી હુમલાની ધમકી-બરમાની લડાઈ.**

સર રાબરટ પીલના પ્રધાન મંડલે ૧૮૪૬ ના જુન માસમાં પોતાનો ઓધો છોડયાથી, લારડ જાન રસલ લીબરલ વડા પ્રધાન તરીકે ઓધા ઉપર આવયો. તેના અમલમાં અકસર કરીને ૧૮૪૮ નું વરસ યુરોપના રાજકરતાઓ માટે મોટા જોખમનું વરસ હતું. ફરાનસમાં બળવો થયો, અને તેનો દાખલો પકડીને યુ

લી, આસ્ત્રીયા અને જરમનીમાં બખેડાઓ ફાટી નીકલયા. ૧૮૪૯ માં હીંદુસતાનમાં સીખ લોકો સાથે બીજી લડાઇ ઊભી થઇ, જેનો છેડો ૧૮૪૯ ની તા૦ ૬ ઠી ફેબરવારીએ ગુજરાતની લડાઇમાં અંગ્રેજોએ મેળવેલી ફતેહથી આવયો. તે પછીના મારચની તા૦ ૨૯ મીએ પંજાબ પ્રાંતને અંગ્રેજી રાજ સાથે જોડી નાખવામાં આવયો. ૧૮૫૧ માં હંગેરી દેશનો નામીચો દેશહીતકારી અને વકતા લુઇસ કોસથ ઇંગલંડ આવયો અને પોતાના દેશની અને પોતાની પ્રજાની સવતંત્રતાની હીમાયતમા દીલ ઊસકેરનારાં ભાષણો કીધાં. ૧૮૫૨ નું વરસ ઇંગલંડમાં ઊંડી લાગણી અને ઊસકેરણી ફેલાવનારૂં હતું. દરેક ઠેકાણે લશકરી જુસો દેખાતો હતો. ફરાનસ ઇંગલંડ ઉપર હુમલો કરવાની ધમકી આપતું હતું. વાલંટીયરોનું લશકર ઉભું કરવાની યોજના ઇંગલંડમાં એક દમ જનમ પામી; વરસની શુરૂઆતમાં સરકારે તેને બહાલી આપી, અને તે પછીથી ઇંગલંડની પ્રજાને લગતી એક જાથુક યોજના તરીકે તે કાયમ રહી છે. ૧૮૫૦ થી ૧૮૫૩ સુધી દક્ષીણ આફરીકામાં કાફીર લોકો સાથે લડાઇ ચાલી હતી. બરમા સાથે ૧૮૫૨ માં એક નવી લડાઇ ઊઠી, જેનાં પરીણામે એ વ

રસના ડીસેમબર માસમાં પેગુનો પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાખવામાં આવયો.

**લારડ જાન રસલનો સવદેશ ખાતાંનો કારોબાર-વેપારને લગતા કાયદાઓ-દેની યલ ઓકોનલનું મરણ-વેપાર તથા નાણાં સંબંધી મંદી-ચારતીસતોનું હુલડ-લનડનનું મોટું પ્રદરશન-ઈંગલંડમાં કેથલીક ધરમ સથાપવાની કોશેશ-નામીચા પુરૂષોનું મરણ.**

આયરલંડમાં પટેટાનો પાક નીષફળ ગયાથી ૧૮૪૬ થી ૧૮૪૮ સુધી ચાલેલા દુકાલે લારડ જાન રસલનું પ્રથમ સઘલું ધયાન રોકી રાખયું હતું. તોપણ સર રાબરટ પીલે સથાપેલા સવતંત્ર વેપારના કાનુનને તેણે ટકાવી રાખયો હતો. ૧૮૪૬ માં તેણે ઇંગલંડનાં આંડનાં બજારો પરદેશી તેમજ સંસથાનીક માલ માટે ખોલાં મુકયાં. ૧૮૪૭ માં તેણે સમુદરમાં મુસાફરી કરવાને લગતા કાયદાઓ કાહાડી નાખયા, જેથી ઈંગલંડનો વેપારી પોતાના માલની લાવલયજામાં પરદેશી વાહાણો અને ખલાસીઓનો ઊપયોગ કરવાને શકતીવાન થયો. નામીચો આયરીશ વડો," જેણે ઇંગલંડ તથા આયરલંડ વચેનાં જોડાણને રદ કરાવવાની જબરી કોશેશ ૧૮૪૩ માં

કીધી હતી, તે રોમ ખાતે જતાં મારગમાં જેનોઆમાં ૧૮૪૭ની તા૦ ૧૫મી મેએ મરણ પામયો. ૧૮૪૮ માં યુરોપમાં બળવાઓથી ઉભી થયલી મુશકેલીઓ સાથે ઈંગલંડને પોતાને ઓછા ઉતરેલા પાક અને વેપાર તથા નાણા સંબંધી મંદીથી ખમવું પડયું હતું. એ વરસમાં મેહેનતું વરગના ગરીબ લોકોએ મધયમ સથીતીના વરગો સાથે સરખા રાજદવારી હકો મેળવવાની જે ઉશકેરણી ચલાવી હતી, અને જેને "ચારટીસટોનું હુલડ"નું નામ મળયું હતું, તે ફરી એકવાર જાગી ઊઠી, પણ તેને શેવટની દાબી દેવામાં આવી. એજ વરસમાં આયરલંડના પ્રાતેસતંટ વરત માનપત્રો લખનારાઓ અને ગ્રંથકારોએ સમીથ ઓબરાયન અને મીધર નામના આગેવાનોની સરદારી હેઠલ, અને પોતાને "જુવાન આયરલંડ" અથવા આયરલંડના જુવાનીયાઓ તરીકે ઓળખાવીને, બળવો કરવાની કોશિશ કીધી, પણ તે નીષફળ ગઈ.

૧૮૪૯માં યુરોપના બીજા દેશો બલવાની ઉસકેરણીથી હજી હલીમલી રહયાં હતાં, તયારે ઈંગલંડનો વેપાર અને ઉદયોગ હલવે હલવે સુધરતો જતો હતો, મજુરીની કીમત વધતી જતી હતી, અને ચારતીસતોએ ઊસ

કરેલી લોકોની બેદીલીનો છેડો આવતો હતો. આયરલંડમાં પણ થોડા વખત માટે શાંતી ફેલાઇ હતી. એજ વરસમાં લનડન ખાતે મોટું દેશ પ્રદેશનું સંગ્રહસથાન ભરવાની યોજના મહારાણીના ભરથાર પ્રીનસ આલબરટે મી० હેનરી કોલની સંમતીથી ઊભી કીધી હતી. ૧૮૫० અને ૧૮૫૧ માં, રોમના પોપ નવમા પાયસે ઇંગલંડ ખાતે કેથલીક ધરમ પાછો સથાપવાની કોશીશ ચલાવી, જેને મજબુતીથી દાબી નાખવામાં આવી. ૧૮૫૧ની તા० ૧ લી મેએ લનડનના હાઇડ પારકમાં મોટું દેશપ્રદેશનું પ્રદરશન ખોલું મુકવામાં આવયું. નયુ સાઉથ વેલસ અને વીકટોરીયાના અંગ્રેજ સંસથાનો ખાતે સોનાની ખાણ હાથ લાગી, જેથી તેમની આબાદીમાં પુષકલ વધારો થયો. ૧૮૫૩ના ફેબરવારી માસમાં લારડ જાન રસલે વાલંટીયરોને લગતો એક ધારાનો ખરડો પારલામેંટમાં રજુ કીધો, જેનાં પરીણામમાં તેણે પ્રધાનપદ ખોહયું.

૧૮૫०માં સર રાબરટ પીલની જાહેર કારકીરદીનો કમોતે છેડો આવયો. સેંટ જેમસ પારકમાં તે સવારી કરતો હતો, તેવામાં ઘોડા ઊપરથી તુટી પડયાથી સખત ઇજા પામીને તે તા० ૨૭ જુલાઇએ મરણ પામયો. એજ વ

રસમાં ફરાનસને પદભરષટ સજા લુઇ ફીલી પ, જે ઇંગલંડમાં પરોણા તરીકે આવયો હતો તે કલેરમોંટના મેહેલમાં તા૦ ૨૬મી આગસટે મરણ પામયો.

## નામદાર મહારાણીની અંગત હીલચાલો.

૧૮૪૮ ના સપટેમબરની તા૦ ૫ મી એ પારલામેંટની સેસનનું કામ સમાપત થતાં, નામદાર મહારાણી સકાટલંડની ઊતરે આવેલા એબરદીન પરગનાના બાલમોરલ મેહેલમાં પેહેલીવાર રહેવા ગયાં. આ મેહેલ તે નામદારે પોતાની દરબારના તબીબ સર જેમસ કલારકની ભલામણ ઊપરથી ખરીદ કીધો હતો. ૧૮૪૯ માં જયારે આયરલંડ દેશમાં શાંતી ફેલાઇ, તયારે મહારાણી તેનો લાભ લઇ પોતાના ભરથાર સાથે તે દેશની મુલાકાતે ઓગસટ માસમાં ગયાં હતાં.

## લારડ દારબીનું થોડા માસનું પ્રધાન મંડલ- ડયુક આફ વેલીંગટનનું મરણ.

૧૮૫૩ માં લારડ જાન રસલે પ્રધાનપદ ખોયા પછી કનસરવેટીવવડા પ્રધાન લારડ દારબીએ નવું પ્રધાનમંડલ ઉભું કીધું, જેમાં આમની સભાના વડાનો અધીકાર મો૦ ડીઝરાયલીએ લીધો. વાલંટીયરોને લગતો એક

નવો કાયદો તેણે પસાર કીધો, નયુઝીલાંડને નવુ રાજબંધન આપયું, અને તે પછી જુલાઇની શુરૂઆતમાં પારલામેંટ બરખાસત થઇ અને ચુંટણીનું કામ ચાલયું. તા૦ ૧૪ મી સપટેમબરે દયુક આફ વેલીંગટન મરણ પામયો. નવી પારલામેંટ નવેમબરમાં મલી, પણ મી૦ ડીઝરાયલીએ દાખલ કીધેલા સરકારી હીસાબના અડસટા વીશે તકરાર ચાલતાં લારડ દારબીનું પ્રધાન મંડલ હાર પામયું.

**લારડ એબરદીનનાં કનસરવેટીવ તથા લીબરલોનાં ભેગાં પ્રધાન મંડલનો અમલ, ૧૮૫૩-૫૮-વેપારને લગતા કાયદાઓ-કારખાનાઓનો કાયદો-ઝેર દઇને મારી નાખવાને લગતા ભંયકર મુકદમાંઓ-મોટાં દીવાળાં અને ઠગાઇઓ-બારનસલીની ખાણુનો અકસમાત.**

આથી થોડા દીવસમાં લારડ એબરદીને કનસરવેટીવ તથા લીબરલોનુ એક ભેગું પ્રધાન મંડલ ઉભું કીધું. મી૦ ગલાડસટને નાણાખાતાના પ્રધાનનો અધીકાર લીધો, અને સંખયાબંધ બીજી વેપારી જગાતો કાહાડી નાખવામાં આવી. સવદેશ ખાતાંના પ્રધાન તરીકે લારડ પામરસતને, દેશનીકાલ બંધવાઓને ઈંગલંડ ખાતે રજા લઇને પાછા ફરવાની છુટ

આપવાને લગતી રૂઢીમાં સુધારો કીધો, કારખાનાઓને લગતા કાયદાના અમલનો વીસતાર વધારયો અને લનડનમાં ભુમીદાહ કરવાની જગાઓ બંધ કીધી. કરાઇમીયાની લડાઇનો ત્રણ વરસનો ઉસકેરણી ભરયો ખાંચો પસાર થયા પછી, પારલામેંટનું કામ સુસત થઈ ગયું. ઇંગલંડની પ્રજાનું ધયાન રાજદવારી બાબતોથી ખસીને, નવી જાતના ગુનાહ અને ઠગબાજીના "ઊડતા રોગ" તરફ ખેંચાયું. ૧૮૫૫ થી ૧૮૫૭ નાં વરસોમાં મોટા મુકદમાઓની કોરટમાં તપાસ ચાલી. ગ્રેટ બરડન ખાતે બનેલા ધીમે ધીમે ઝેર આપી મારી નાખવાને લગતા બનાવથી ઉભા થયલા મુકદમામાં જોસેફ વુલરની તપાસ થઇ; તે પછી રંગલી ખાતે બનેલા ઝેર આપવાને લગતા બનાવના સંબંધમાં વીલયમ પામરની તપાસ ચાલી; તે પછી લીડસ ખાતે બનેલા એજ જાતના બનાવના સંબંધમાં વીલયમ દવની તપાસ થઇ; પછી ગલાસગો ખાતે એવાજ પ્રકારના મુકદમામાં મેડીલાઈન સમીથની તપાસ થઇ. એજ વરસોના અરસામાં રાયલ બરીટીશ બેંકે દીવાલું કાહાડયું, અને તેનાં ભોપાળાં પકડાયાં, અને રોબસન, રેડપાથ તથા સનારડ નામના સટોડીયાઓની ઠગાઇઓ જા

હેર પડી. ૧૮૫૭ ની તા૦ ૧૯ મી ફેબરવારી એ પોરકન પરગનાની દક્ષીણે બારનસલી નજદીક કોલસાની ખાણોમાં ભયંકર અકસમાત થયો, જેથી આસરે ૧૮૯ મજુરો મારયા ગયા. એપ્રીલ અને મે માસ સુધી ખાણમાંથી મુરદાઓ હાથ લાગતાં રહયાં હતાં.

**લારડ એબરદીનનાં ભેગું પ્રધાનમંડલનો પ્રદેશ ખાતાંનો કારોબાર-કરાઇમીયાની લડાઈ-આઊદ પ્રાંતનું અંગ્રેજી રાજ સાથ જોડાણ-ચીન સાથ બીજી લડાઈ.**

૧૮૫૪ થી ઇંગલંડની પ્રજાનું ધયાન પ્રદેશ ખાતાંના મામલાનાં રોકાઇ ગયું. રૂશયાએ તરકી ઊપર ચહડાઇ કીધી, અને ઇંગલંડ તથા ફરાનસે તરકીને મદદ કીધી. મારચ માસમાં રૂશયા અને ઇંગલંડ તથા ફરાનસ વચે લડાઇ જાહેર થઇ. તા૦ ૧૪મી સપટેમબરે અંગ્રેજી અને ફરેંચ લશકરોએ કરાઇમીયાના દવીપકલપ ઉપર ચડાઇ કીધી, તા૦ ૨૦ મી સપટેમબરે તેઓ આલમાની લડાઇ જીતયા, અને તે પછી સીબાસતોપોલના કીલાને ઘેરો ઘાલયો. તા૦ ૨૫મી અકટોબરે બલાકલાવાની લડાઇ થઇ. તા૦ ૫મી નવેમબરે ઇનકરમેનની પડોસની ટેકરીઓનો બચાવ અંગ્રેજ તથા ફરેંચ લશકરોએ ફતેહ

સાથે કીધો. શીયાળામાં અંગ્રેજ લશકરને ઠં ડીથી સખત ખમવું પડયું, અને કમીસેરીયટ ખાતાંનાં ખોરાકી પોષાકીના સાંધનો ખુટયાં. ઇંગલંડમાં આથી સરકાર સામે પોકાર ચાલ યો, અને લારડ એબરડીનને પ્રધાનપદ છો ડવું પડયું. ૧૮૫૫ ના ફેબરવારીમાં લારડ પામરસતન વડો પ્રધાન થયો. ઊનાળામાં જ યારે રૂશયા સાથની લડાઇનું કામ પાછું હાથ ધરવામાં આવયું, તયારે ફરેંચ લશકર ની સંખયા અંગ્રેજોના લશકર કરતાં અતી ઘણી વધારે હતી. તા૦ ૫મી સપટેમબરે તે ઠેલા માટે જયારે સીબાસતોપોલનો કીલો જી તવામાં આવયો, તયારે તેનું ઘણું વધારે માન ફરેંચોને મળયું. એ સાહાસ સાથ કરાઇમીયા ની લડાઇનો છેડો આવયો. પારીસ ખાતે ૧૮૫૬ ની તા૦ ૨૬મી ફેબરવારીએ મોટાં રાજયોના પ્રતીનીધીઓનું કાંગ્રેસ મળયું, અ ને તા૦ ૩૦મી મારચે સુલેહના કોલકરાર થ યા. ૧૮૫૬ ની તા૦ ૭મી ફેબરવારીએ હીંદુ સતાનમાં આઉદ પ્રાંતને અંગ્રેજી રાજ સાથ જોડી નાખવામાં આવયો, જેથી દેશીઓમાં મોટી બેદીલી ફેલાઇ, જેનાં પરીણામ પાછળ થી જણાયાં. ચીનના સતાવાલાઓએ ૧૮૫૫ માં, ચાંચીયાચોરીનો આરોપ મુકીને

"એરો" નામની મનવાર જપત કીધી, અને તેથી અકટોબરમાં ચીન સાથે બીજીવાર લ ડાઇ ઊઠી, જેનો છેડો ૧૮૫૮ ના મે માસમાં આવયો. આ લડાઇના સંબંધમાં સરકારે ચ લાવેલી રાજનીતીથી, ૧૮૫૭ ની તા૦ ૩ જી ફેબરવારીએ પારલામેંટમાં તેની હાર થઇ.

## લારડ પામરસતનનું બીજીવારનું પ્રધાન મંડલ, ૧૮૫૮-૧૮૫૯-તેનો પરદેશ ખાતાં નો કારોબાર-ઇરાન સાથે લડાઇ-હીંદુસતાનનો બળવો-મહારાણીનો ૧૮૫૮ નો ઢંઢેરો.

પણ લારડ પામરસતને પારલામેંટની નવેસરથી ચુંટણી કરાવવાની માંગણી કીધી, અને તેનું કામ પુરૂં થતાં આગળ કરતાં ઘ ણા વધારે પક્ષકારો સાથે પાછો તે પ્રધાનપદ ઉપર આવયો. ઇરાન સાથે તે પછી એક ના ની લડાઇ થઇ, જેનો છેડો એપ્રીલમાં આવ યો. તે પછી તરતજ હીંદુસતાનમાં બળવો થવાની ખબરે ઇંગલંડની પ્રજાને એકાએક ચોંકાવી. મે માસમાં મોરત ખાતે બુઝેડો થ યો, બળવાખોરોએ દીલહી કબજે લીધું, અ ને તયાંના મોગલ શેહેનશાહને હીંદુસતાનના શેહેનશાહ તરીકે ગાદીએ બેસાડયો. કાનપુર ખાતે તે પછી બળવો નવેસરથી ફાટી નીક

જયો અને યુરોપયનોની કતલ ચાલી. આઉદ ખાતે બખેડો થયો, અને લખનોરની રેસી ડેનસીને ઘેરો ઘાલવામાં આવયો. બળવાને શેવટનો બેસાડી દેતાં ૧૮૫૮ નો આગસટ માસ પસાર થયો. ૧૮૫૮ ની શુરૂઆતમાં લારડ પામરસટને હીંદુસતાનનો રાજકારો બાર ઇસટ ઇંડયા કમપનીનાં હાથમાંથી લઇ નામદાર મહારાણીની સતા હેઠલ મુકવાને લગતો ધારાનો ખરડો પારલામેંટમાં રજુ કીધો. આ ખરડો કાયદારૂપે પસાર થયો, અને ૧૮૫૮ ની તા૦ ૧ લી સપટેમબરે "જાન કમપની"ની સરકારનો છેડો આવયો. નવેમબર માસમાં મહારાણીને હીંદુસતાનના રાજકરતા થવાનો ઢંઢેરો આખા દેશમાં ફેલાવવામાં આવયો, અને હીંદુસતાનનો ગવરનર જેનરલ તે નામદારનો વાઇસરાય થયો.

**લારડ પામરસતનના બીજીવારના અમલ વેલાનો સવદેશ ખાતાંનો કારોબાર-તલાક આપનારી કોરટની સથાપના-ફ્રાનસના શેહેનશાહને મારી નાખવાની કોશેશ-તે ઉપરથી સરકારની હાર-ઇંગલંડમાં નાણા સંબંધી ગભરાટ.**

૧૮૫૭ ની નવી પારલામેંટનું ધયાન, થોડો વખત સુધી, તલાક આપનારી કાયદા

ની કોરટની સથાપના કરવાને લગતા ધારાના ખરડા પાછળ રોકાયું. એજ વરસમાં ઇંગલંડ માં ગુનેહગારોને તરીપાર કાહાડવાની રૂઢી કાહાડી નાખવામાં આવી; સપટેમબરથી અકટોબરમાં નાણા સંબંધી જબરો ગભરાટ ચાલયો, અને બેંકો તથા વેપારી પેહેડીઓએ દીવાળાં કર્યાં. બેંક ચારટરને લગતા કાયદાનો અમલ કરવાનું, તેટલા માટે, થોડા વખત સુધી મુલતવી રાખવામાં આવયું. ૧૮૫૮ ના ફેબરવારીમાં, ફરાનસના ત્રીજા નેપોલીયન શેહેનશાહનો જીવ લેવાની કોશિશ કરવાનું કાવતરૂં ઇંગલંડમાં ઓરસીની નામના શખસે રચયું જે ઉપરથી લારડ પામરસતનની સરકારે "ખુન કરવાનાં પ્રપંચને લગતો ધારાનો ખરડો" પારલામેંટમાં રજુ કીધો. પણ તે ઉપર આમની સભામાં તકરાર ચાલતાં, સરકારની એકાએક હાર થઇ, અને લારડ પામરસતનની સરકારે રાજીનામુ આપયું.

**લારડ દારબીનું કનસરવેટીવ પ્રધાનમંડળ. ૧૮૫૮ થી ૧૮૫૯-યાહુદીઓને પારલામેંટમાં દાખલ થવાનો હક આપયો-પારલામેંટમાં પ્રતીનીધીઓ મોકલવાનાં ધોરણમાં સુધારો કરવાનો ધારાનો ખરડો.**

લારડ દારબીનું કનસરવેટીવ પ્રધાન મંડલ એ પછી અમલ ઉપર આવયું, પણ તે

થોડોજ વખત ટકવા પામયું. ૧૮૫૮ ના જુલાઈમાં યાહુદીઓને પારલામેંટમાં દાખલ થવાનો હક આપવામાં આવયો, જેથી લાંબો વખત સુધી ચાલુ રહેલી એક રાજદવારી બાંજગડનો છેડો આવયો. એજ વખતે રેડીકલોની માગણીને અનુસરીને, પારલામેંટના અધીકારીઓએ ચોકસ કીમતની મીલકત ધરાવવા વીશેની કનસરવેટીવોનાં મતને અનુસરતી શરત કાહાડી નાખવામાં આવી. નવેમબરમાં મી૦ ગલાડસતન ગ્રીસની પશચીમે આવેલા આયોનીયન ટાપુઓના લારડ હાઈ કમીશનર તરીકે કોરફ્યુના ટાપુ ખાતે ગયો, અને એ ટાપુઓના સમુદાયને ગ્રીસ સાથે જોડી દેવાની ભલામણ કીધી. ૧૮૬૪ માં તા૦ ૨૮ મી મેએ તે પ્રમાણે અમલ કરવામાં આવયો હતો. ૧૮૫૯ ના ફેબરવારીમાં, નાણાખાતાંના પ્રધાન તરીકે મી૦ ડીઝરાયલીએ પારલામેંટમાં પ્રતીનીધીઓ મોકલવાનાં ધોરણમાં સુધારો કરવાને લગતો ધારાનો ખરડો દાખલ કીધો, પણ તે ઊપર તકરાર ચાલી મત લેવાયા બાદ પ્રજાનો અભીપ્રાય માગવાની જરૂર જણાઈ અને નવેસરથી પારલામેંટની ચુંટણી થઈ.

## નામદાર મહારાણીની હીલચાલો, ૧૮૫૭-૫૮.

૧૮૫૭ ના આગસટ મહીનામાં ફરેંચોનો શેહેનશાહ ત્રીજો નેપોલીયન અને તેની

રાણી ઈંગલંડ ખાતે મહારાણીની મુલાકાતે આવયાં હતાં. યજમાને તેમને વીંડસર ખાતે ના પોતાના મેહેલમાં રાખયાં હતાં. ઇંગલંડ ખાતે તેઓ રહયાં હતાં, તે દરમવાનમાં નેપો લીયનને મારી નાખવાની કોશીશ કરવામાં આવી હતી, જેને લગતી વીગત આગલ આપી છે. ૧૮૫૮ ના આગસટમાં નામદાર મહારાણી ફરેંચ શેહેનશાહના મેજબાન તરીકે, ફરાનસ ની ઊતરે આવેલાં શેરબરગનાં બંદર ખાતે ચોકસ ઓછવના સંબંધમાં પધારયાં હતાં.

**લારડ પામરસતનનું ત્રીજીવારનું પરધાનુ મંડલ, ૧૮૫૯ થી ૧૮૬૫-તેનો પરદેશ ખાતાંનો કારોબાર-ફરાનસ સાથે વેપારી કોલકરાર-ચીન સાથે સુલેહ-અમેરીકાની માહોમાહેની લડાઈ-શલેસવીગ હોલસટાઈ નને લગતો વાંધો-જેમેકામાં બલવો.**

ચુટણીનાં પરીણામે લારડ પામરસતનનુ મા છો અમલપર આવયો, અને વડા પ્રધાન તરીકેની સતા તેણે પોતાનાં મરણ સુધી ચલા વી. જાણીતા રાજદવારી મી૦ રીચરડ કાબદન ની મારફતે ફરાનસ સાથે વેપાર સંબંધી કો લકરાર ૧૮૬૦ના જાનેવારીમાં કરવામાં આવ યા. એજ વરસના અકટોબર મહીનામાં ચીન

ના શેહેનશાહે તીએંટસીનના કોલકરાર સવી કારયા, અને તે સાથે ચીનમાં ચાલેલી ગડબડ થોડો વખત સુધી નરમ પડી. ૧૮૬૧માં અમેરીકાનાં યુનાઇટેડ સ્તેતસનાં દક્ષીણ રાજયો ઊતરનાં રાજયોથી છુટાં પડયાં, અને તેથી બંને વચ્ચે માહોમાહેની લડાઇ જાગી. ચાર વરસમાં દક્ષીણનાં રાજયોને રાહપર લાવવામાં આવયાં, અને તેટલાં ઇંગ્લંડના લોકેશીયર પરગનાને રૂ મળતો અટકી ગયાથી તયાંનાં લોકો સંકટમાં આવી પડયા. ૧૮૬૩માં જરમનીને ઊતરે આવેલા શલેસવીગ હોલસટાઇનને લગતાં પ્રાંતના સંબંધમાં વાંધો ચાલયો, અને તે બાબતમાં સરકાર વચ્ચે નહી પડયાથી, ૧૮૬૪ના જુલાઇમાં તેની એ રાજનીતી વીશે તેને ઠપકો આપનારો ઠરાવ પસાર થયો. ૧૮૬૫ની તા૰ ૧૧મી અકટોબરે ઊતર અમેરીકાના અગની કોણ તરફ આટલાનટીક મહાસાગરમાં આવેલા જેમેકાના અંગ્રેજી ટાપુમાં બળવો જાગયો, અને તે દાબી નાખવામાં તયાંનો હાકિમ ગવરનર આયરે એટલી સખતાઇ વાપરી કે, તે ટાપુના પ્રતીનીધીઓથી ચાલતા કારોબારનાં રાજબંધણનો છેડો લાવવામાં આવયો.

**લારડ પામરસતનનાં ત્રીજી વારનાં પ્રધાન મંડળનો સવદેશનો કારોબાર-પારલામેંટમાં પ્રતીનીધીઓ મોકલવાનાં ધોરણમાં સુધારો કરવાનો ખરડો-નામીચા પુરૂષોનાં મરણો-હારટલીની કોલસાની ખાણમાં ભયંકર અકસમાત-જેનરલ ગારીબાલડીની ઈંગલંડની મુલાકાત.**

૧૮૫૯ ની તા૦ ૨૮મી ડીસેમબરે વકતા, ઇતીહાસકરતા અને નીબંધ લખનાર તરીકે બાહોશ ગણાતો લારડ મેકાલે મરણ પામયો. ૧૮૬૦ નું વરસ સંકટોનું વરસ હતું. ઇંગલંડમાં કદી આગળ જણાયલી નહી હતી, એવી મોટી હડતાલો પાડવામાં આવી હતી. પ્રધાનોએ મોટાં કામો કરવાની ગણતરીઓ કીધી હતી. જગાતને લગતાં સઘળાં ધોરણમાં સુધારો કરી તેને નવેસરથી રચવાનું તેઓએ માથે લીધું. કાગજ ઊપર જગાત લેવાતી હતી, તે ૧૮૬૧ માં કાહાડી નીખંવામાં આવી. એજ વરસના મારચમાં પારલામેંટમાં પ્રતીનીધીઓ મોકલવાનાં ધોરણમાં સુધારો કરવાને લગતો ધારાનો ખરડો આમની સભામાં રજુ કરવામાં આવયો, પણ જુન માસમાં તે પાછો ખેંચી લેવો પડયો. ૧૮૬૧ નાં વરસે ઘણા રાજદવારી પુરૂષોના ભોગ લી

ધા. લારડ હરબરટ (જે સર સીડની હરબરટ ના નામથી વધારે જાણીતો હતો, તે) તા૦ ૨ જી આગસટે મરણ પામયો, અને અકટોબરની તા૦ ૨૫મીએ સર જેમસ ગ્રેહમ મરણ પામયો. ૧૮૬૨ની શુરૂઆતમાં નોરધમબરલેંડ પરગનાની હારટલીની કોલસાની ખાણમાં એક ભયંકર અકસમાત થયો, અને તેમાં ૨૦૨ પુરૂશો અને છોકરાઓ જીવતા દટાયા. એ વરસની તા૦ ૧લી મેએ લનડન ખાતે દેશપ્રદેશનું બીજીવારનું મોટું પ્રદરશન ખોલું મુકવામાં આવયું. ઇંગલંડનાં સંસથાનો એ વેળા ઊતાવળે વધારો કરતાં જતાં હતાં, તેમના તરફની સઘળી જાતની પેદાયશો તેમાં જોવા મુકી હતાં. એ પછીનાં ત્રણ વરસો સુધી ઇંગલંડની સવદેશ ખાતાંની રાજનીતી સુસત ચાલી. ૧૮૬૩ ની તા૦ ૧૩મી એપ્રીલે, નાણા ખાતાંના પ્રધાન તરીકે ફતેહમંદ નીવડેલો એક આગલો રાજદવારી અને જાણીતો વીદવાન સર જયોરજ કારનવાલ લુઇસ મરણ પામયો. તા૦ ૧૨મી અકટોબરે લારડ લીંડહરસત મરણ પામયો. લારડ ચાનસેલર તરીકે આ ઊમરાવે ત્રણ વાર ઓધો ધરાવયો હતો, તકરાર શકતીમાં તે પ્રવીણ હતો, પણ રાજદવારી તરીકે તેના નીય

મો એકસરખા રહેતા નહી હતા. ૧૮૬૪ ના એપ્રીલમાં ઇટાલીનો નામીચો લશકરી સરદાર ગારીબાલડી ઇંગલંડની મુલાકાતે આવયો, અને ઇંગલંડના ઉમરાવ અને લોકોએ તેને પુશકળ ઉલટ અને જોસભરયો આવકાર આપયો. ૧૮૬૫ ની તા૦ ૨૭ એપ્રીલે રીચરડ કાબડન મરણ પામયો. તા૦ ૬ઠી જુલાઇએ પારલામેંટ બરખાસત કરવામાં આવી.

## નામદાર માહારાણીને ખમવો પડેલો અંગત ગોદો–તે નામદારની મા તથા ભરથારનાં મરણો.

૧૮૬૩ ની તા૦ ૧૬ મી મારચે નામદાર મહારાણીની મા ડચેસ આફ કેંટ મરણ પામી. એજ વરસની તા૦ ૧૪ મી ડીસેમબરે એ નામદારનો ભરથાર પ્રીનસ આલબરટ અચબુચ તાઈફાઇડ તાવથી મરણ પામયો, અને ઇંગલંડની પ્રજા તેથી મોટી દલગીરીમાં ગરકાવ થઇ. તે મરણ પામયો તયારે તેની ઊમર ફકત બેતાળીસ વરસની હતી. હુનર અને ઉદયોગને ઉતેજન આપવા પ્રીનસ આલબરટ હમેશાં આગળ પડતો હતો. ૧૮૫૧ નું મોટું લનડનનુ પ્રદરશન અને કેનસીંગટન ખાતેનું વીદયા અને હુનરનું કાયમ સંગ્રહસથાન (મયુઝીયમ) એ નામદારથીજ જનમ પામયાં હતાં.

### અરલ રસલનાં લીબરલ પ્રધાનમંડલનો અમલ. જુલાઈ ૧૮૬૫થી જુલાઈ ૧૮૬૬-પારલામેંટની ચુંટણીના હકનો વીસતાર વધારનારો ધારાનો ખરડો-તે ઉપર સરકારની હાર-લારડ પામરસતનનું મરણ-નાણા સંબંધી ગભરાટ.

તા૦ ૬ ઠી જુલાઇએ પારલામેંટ બરખાસત થયા પછી આમની સભાના અધીકારીઓની ચુંટણીનું કામ નવેસરથી ચાલયું, અને તેના પરીણામમાં લીબરલો ઘણા વધારે મતોથી સતા ઉપર આવયા. તા૦ ૧૮મી અકટોબરે વડો પ્રધાન લારડ પામરસતન મરણ પામયો, જે વેળા તેની ૮૧ વરસની ઊમર પુરી થવાને બે દીવસ બાકી હતા. તા૦ ૨૭ મીએ તેને જાહેર માન સાથે વેસટમીનસટર આબેમાં દાટવામાં આવયો હતો. ૧૮૬૬ની તા૦ ૧ લી ફેબરવારીએ, નામદાર મહારાણીએ પોતાના ભરથારનાં મરણ પછી પેહેલીવાર, પારલામેંટ પોતે ઉંઘાડી. નવી લીબરલ સરકારનો વડો અરલ રસલ, અને આમની સભાનો વડો મી૦ ગલાડસટન હતા. તારીખ ૧૨ મી મારચે તેઓએ ચુંટણીને લગતા હકનો વીસતાર વધારી આપનારો ધારાનો ખરડો (ફરેંચાઇઝ બીલ) દાખ

લ કીધો જેને જાહેર લખનારાઓએ "વગર અરથનો અને નીરજીવ" ગણ્યો છે. એ ખરડો આમની સભામાં પસાર થવા પામયો નહી, અને જુલાઇમાં સરકારે રાજીનામુ આપયું. તેટલાં ઇંગલંડમાં નાણા સંબંધી ગભરાટ ચાલયો. ઓવરેંડ અને ગરનીની નામીચી પેહડીએ દીવાલું કાહાડયું, અને તેની પાછળ બીજી પેહેડીઓ એકેક પછી ભાગી પડી. તા૰ ૧૧મી મે અને "બલેક ફરાઇડે" (કાલા શુક્રવારે) નો યાદગાર દીવસ, લનડન શેહેરના ઇતીહાસના સફામાં સરવથી આફતકારક દીવસ તરીકે નોંધાયો. બેંક ચારટરના કાયદાનો અમલ કરવો મુલતવી રાખવામાં આવયો. ઢોરોમાં એક ઘણીજ ભયાનક મરકી ફાટી નીકલી, અને તે અટકાવવાને સરકારે બાંધેલા સખત ઉપાયો છતાં તે બીજાં વરસ સુધી ચાલુ રહી.

**લારડ દારબીનો કનસરવેટીવ વડા પ્રધાન તરીકે બીજીવારનો અમલ, જુલાઇ ૧૮૬૬ થી જુલાઈ ૧૮૬૮–રીફારમ બીલ–આયરીશોની સવતંત્રતા મેળવવાની ઊસકેરણીની શુરૂઆત–આયરલંડના ધરમ સંબંધી મકાનોને લગતો ધારાનો ખરડો.**

અરલ રસલની સરકારે રાજીનામુ આપયાથી, લારડ દારબીએ કનસરવેટીવ પ્રધાન મંડલ ઊભું કીધું. પારલામેંટ મુલતવી રાખ

વાની થોડો વખત આગમજ, તા૦ ૨૭ મી જુલાઇએ, યુરોપ અને અમેરીકા વચેના આતલાનટીક મહાસાગર ઉપર તારનું દોરડુ નાખવામાં આવયું. ૧૮૬૬-૬૭ ની પાનખર અને શીયાલામાં (સપટેમબરથી ફેબરવારી સુધી) પારલામેંટમાં પ્રતીનીધીઓ મોકલવાનાં ચાલુ ધોરણમાં સુધારો કરાવવા માટેની ઉસકેરણી પ્રજા વચે ચાલુ રહી. આ ઉસકેરણીનુ મુહુરત તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૬૬માં હાઇડ પારક ખાતે મલેલી લોકોની રાક્ષસી સભાથી થયું હતું. તા૦ ૫ મી ફેબરવારીએ જયારે પારલામેંટ પાછી ઊઘડી તયારે કનસરવેટીવ સરકારે આમની સભામાં પ્રતીનોધીઓ મોકલવાનાં ધોરણમાં સુધારો કરવાની જરૂર સવીકારી. નાણા ખાતાંના પ્રધાન મી૦ ડીઝરાયલીએ એ બાબતને લગતો ઘણી મેહેનતથી યોજેલો અને ગુચવણ ભરેલો ધારાનો ખરડો આમની સભામાં દાખલ કીધો, પણ પાછલથી તે ઉપર વીચાર કરવાને નેમાયલી સીલેકટ કમીટીએ (અને તેમાં વીશેશ કરીને મી૦ ગલાડસટને) પુષકલ સુધારો અને ફેરફાર કીધો, અને ૧૮૬૭ના આગસટમાં તે કાયદા રૂપે પસાર થયો. એ ધારાનાં પરીણામથી મેહેનતુ વરગોના પ્રતીનીધીઓને

વચલા અને ઊપલા વરગોના પ્રતીનીધીઓ ની જોડે જોડે બેસવાની અંતે તક મળી. ૧૮૬૭ ની સેશન હજી પુરી થઇ નહી હતી તેટલાં, તા૰ ૧૮મી સપટેમબરે, મેનચેસટર ખા તે આયરીશ ફીતુરી બંદીવાનોને ઘણી હીમત ભરેલી રીતે બચાવી લેવાની કોશેશથી ઇંગલંડની પ્રજા વચે ગભરાટ ફેલાયો.

આયરીશોએ ઊભી કીધેલી મજબુત હીલચાલ, જેણે આ વખતથી ઇંગલંડના ઇતીહાસમાં મોટો ભાગ બજાવવા માડયો, તેનો મુળ હેતુ આયરલંડ માટે જબરીથી સવતંત્રતા મેળવવાનો હતો. તેની શુરૂઆત અમેરીકન લડાઇની આખેરી, એટલે ૧૮૬૫નાં વરસથી થયલી ગણી શકાય. પણ તે વખતથી અતયાર સુધી તેઓએ બલવો કરવાની કીધેલી સઘલી કોશેશો નીષફલ ગઇ હતી. ૧૮૬૫ના ફેબરવારીમાં આયરીશ ફીતુરીઓએ ઇંગલંડના ચેસટર કાસલનાં હથયારખાનાનો કબજો લેવાની યોજના ઘડી હતી, પણ સરકારે તેની સામે આગમજથી ઊપાઓ લઇ તેને અટકાવી હતી. તે વરસના મારચમાં આયરલંડમાં તાલાત નામનાં મથક ખાતે લોકોની એક મોટી ઠઠ મલી, જેનો હેતુ તે દેશમાં સઘલે ઠેકાણે બળવાની શુરૂઆત કરવાની હ

તી. પણ પોલીસ આ ઠઠને વીખેરી નાખવામાં ફતેહ પામી. ૧૮૬૭ની તા૦ ૨૩ મી નવેમબ રે મેનચેસટર ખાતે આયરીશ બંધવાઓનો છુટકો કરવાને થયલી કોશીશમાં ભાગ લેનારા ત્રણ આગેવાનોને ફાંસી દઇ મારી નાખવામાં આવયા. તા૦ ૧૩મી ડીસેમબરે આયરીશો ત રફથી ઇંગલંડનું કલારકનવેલનું બંદીખાનુ ઊરાડી મેલવાની કોશેશ થઇ. એજ વખતે શે ફીલડ, મેનચેસટર અને ઇંગલંડનાં બીજાં મો ટાં શેહેરો ખાતે વેપારીઓનાં મંડલો એ તોફાન કરવા માંડયાં, જેથી પ્રજા વચે સંકટ અને ઊસકેરણી ચાલી રહયાં. એજ વરસના ઉનાળામા તરકીનો સુલતાન અબ દુલ અઝીઝ ઇંગલંડની મુલાકાતે આવયો. ઇંગલંડની ભુમીપર પગ મુકનાર આ પેહેલો જ સુલતાન હતો. ૧૮૬૮ ની શુરૂઆતમાં વડો પ્રધાન લારડ દારબી પોતાની તનદરોસ તી બથડી જવાના કારણથી જાહેર કામકાજ માં ભાગ લેવાથી દુર થયો, અને મી૦ ડી ઝરાયલીનો વડો પ્રધાન થવાનો લાભ પુરો પડયો. આ સેશનમાં સવદેશના કારોબારનુ ઘણું કામ થયું હતું. સરકારે એ વરસમાં વીજલીક તારના સઘલાં દોરડાં પોતાની સ તા હેઠલ લીધાં, અને તાર ખાતાંનું કામ,

પોસત આફીસ ખાતાંનાં કામકાજનો એક ભાગ થયો. ગુનેહગારોને જાહેર રીતે મારી નાખવાના ધોરણનો અટકાવ કરનારો ધારાનો ખરડો પસાર કરવામાં આવયો; પારલામેંટની ચુંટણીઓના સંબંધમા કરવામાં આવતી અરજીઓનો ફડચો કરવાનું કામ, આમની સભાની કમીટીને સોંપવાને બદલે, કાયદાની સતાને સોંપવાની ગોઠવણ કરવામાં આવી; ઊમરાવોની સભામાં અધીકારીઓએ પોતાની ગેરહાજરીમાં બીજાઓને મોકલીને મત આપવાની રૂઢી કાહાડી નાખવામાં આવી. જુલાઇ માસમાં મી૰ ગલાડસટને સરકારની વીરૂધ આમની સભામાં આયરલંડનાં ધરમનાં મકાનોના સંબંધમાં કેટલાક ઠરાવો પસાર કરાવયા, જેથી મી૰ ડીઝરાયલીએ એ બાબતમાં દેશનો અભીપ્રાય માંગવાની દરખાસત કીધી, અને ચુંટણીનું કામ નવેસરથી શુરૂ થયું.

**પારલામેંટ મળયા આગમજ જુલાઈથી ડીસેમબર ૧૮૬૮ માં બનેલા બનાવો-રેલવેને લગતો ઈંગલંડમાં બનેલો સઘળી ભયંકર અકસમાત-આબીસીનીયાની લડાઈનું શેવટ-લારડ બરોહેમનું મરણ.**

૧૮૬૮ ના આગસટમાં, ઇંગલંડમાં કદી બનયો નહી હતો એવો ભયંકર રેલવેનો અકસમાત થયો. આયરીશ મેલ ત્રેન, કેરોસીન

તેલના પીપોથી ભરેલાં કેટલાંક ગાડાંઓ સા થે અથડી પડી. તેલ સલગી ઊઠયું, અને મેલ ટ્રેનમાંથી બાહેર નીકળવાના ફાંફા મારતાં તેત્રીસ શખસો જીવતા બળી જઇ મરણ પામ્યા-તેમના શરીરો બળીને તદન ખાક થઇ ગયાં. એજ વરસમાં આબીસીનીયા સાથની લડાઇનું શેવટ આવયું. તે દેશના રાજા થીયોદોરની દરબારના અંગ્રેજી એલચી કાનસલ કેમેરને હજીપટના કેટલાંક પડોસના પ્રાંતોની મુલાકાત લીધાથી રાજાને ગુસો લાગયો અને તેથી લડાઇને કારણ મળયું. તેના ગુસાનું બીજું એક કારણ, નામદાર મહારાણી પર તેણે લખેલાં પત્રોનો તેને જવાબ નહી મલવાનું હતું. ગુસામાં તેણે પોતાના દેશના સઘલા યુરોપીયનોને બંદીવાન કીધા અને તેમને છોડી દેવાની ના પાડી. ઇંગ્લંડની લારડ દારબીની સરકારે તેની સામે આથી લડાઇ જાહેર કીધી, જેમાં "મગદલાના લારડ નેપીયર" નાં ખેતાબથી પાછલથી જાણીતા થયલા અંગ્રેજ સરદારે મુખ્ય ભાગ બજાવયો હતો. ૧૮૬૮ ની તા૦ ૭ મી મેએ લારડ બરોહેમ ફરાનસમાં કાનેસ ખાતે પોતાના મેહેલમાં મરણ પામયો. કાયદાની બાબત

માં તથા પારલામેંટની ચુંટણીના ધોરણમાં સુધારો કરવાના સવાલ વીશે આ નામીચા રાજદ્દવારીએ ચોથા વીલયમના વખતમાં જ ખરી લડતો ચલાવી હતી.

**નામદાર મહારાણી તથા તેમનાં કુટુંબની અંગત હીલચાલો.**

૧૮૯૮ ના એપ્રીલમાં નામદાર પ્રીનસ આફ વેલસ પોતાની બાનુ સાથે આયરલંડ દેશની મુલાકાતે ગયો હતો. આગસટ માસ માં નામદાર મહારાણી "કાંઊંટેસ આફ કેંટ" નાં ધારણ કીધેલાં નામથી મુસાફરી કરતાં સ વીટઝરલાંડના રમણીક દેશમાં ગયાં હતાં.

**મીં૦ ગલાડસતનનો વડા પ્રધાન તરીકેનો પેહેલો અમલ—આયરલંડનાં ધરમનાં મકાનોને રાજની મદદનું બંધ થવું—આયરલંડની જમીનને લગતો ધારાનો ખરડો—કેળવણીને લગતો કાયદો—લોકલ ગવરમેંટ બોરડનીસ્થાપના—પારલામેંટની ચુટણીને લગતો બીજો એક સુધારો—તીચબોરનનો મુકદમો—જાણીતા પુરૂશોનાં મરણો વગેરે.**

૧૮૬૮ ની ચુંટણીમાં કનસરવેટીવોની સખત હાર થઇ, અને મીં૦ ગલાડસટનનાં વડપણ હેઠળ બીબરશે અમલ ઉપર આ

વયા. તા૦ ૧૦ મી ડીસેમબરે પારલામેંટ ઊ ઘડી, પણ સેશનનું કામ ૧૮૬૯ ના ફેબરવા રીથી શુરૂ થયું. તેનું પેહેલું અને મોટું કામ આયરલંડનું રાજ આયરીશોના વીચા રોને અનુસરતી રીતે ચલાવવાની કોશિશ ક રવાનું હતું. તા૦ ૧ લી મારચે આયરલંડ નાં ધરમનાં મકાનોને રાજ તરફનો આસરો આપવો બંધ કરવાને લગતો ધારાનો ખર ડો આમની સભામાં દાખલ કરવામાં આ વયો. તા૦ ૨૬ મી જુલાઇએ નામદાર મ હારાણીએ તે ઊપર બાહાલી આપી. ૧૮૭૦ ની તા૦ ૧૫ મી ફેબરવારીએ આયરલંડની જમીનને લગતો ધારાનો ખરડો રજુ કરવા માં આવયો, જેની રૂયે તે દેશના સઘળા ભાગોમાં જમીનદારો અને તેમના ભાડુતો વચેનો સંબંધ વધારે સારા પાયા ઊપર મુ કવામાં આવયો. તા૦ ૧ લી આગસટે આ ખરડો શેવટે પસાર થયો. એજ માસની તા૦ ૯ મીએ ઇંગલંડની શુરૂઆતની કેળવ ણીને લગતું એક નવું અને સુધારેલું ધોરણ "કેળવણીને લગતા ધારાના ખર ડા"થી યોજવામાં આવયું. તેની રૂયે દરેક જીલામાં સકુલ બોરડો સથાપવામાં આવી

અને તેમના નીભાવ માટે સથાનીક કરો નાખવામાં આવયા. દરયાવરખી ખાતાંના વહીવટમાં અગતના સુધારાઓ કરવામાં આવયા; અને લશકરમાં ઊંચા ઓધાઓ પઇસાની મદદથી મેળવવાનું ધોરણ ૧૮૭૧ની તા૦ ૨૦ મી જુલાઇએ મહારાણી તરફના વારંટથી કાહાડી નાખવામાં આવયું. ૧૮૭૧ નાં આ સધળાં અગતનાં કામો માહેલું બીજું એક, યુનીવરસીટીઓને લગતો એક ધારાનો ખરડો હતો. તેની રૂયે આકસફરડ અને કેમબરીજની પાઠશાળાઓમાં કોઇ પણ પ્રકારનો ખરીસટી ધરમ પાળનારા વીદયારથીઓને એકસરખા લાભો આપીને દાખલ કરવાની ગોઠવણ થઇ. વેપારીઓનાં મંડળોના સંબંધમાં કેટલાક ધારાના ખરડાઓ પસાર કરવામાં આવયા, જેમની રૂયે મેહેનતુ વરગો ઊપર પડતાં કાયદાનાં ભારી દબાણોમાં ઘટાડો થયો, અને લોકલ ગવરમેંટ બોરડ (સથાનીક વહીવટ કરનારાં ખાતાં)ની સથાપના થઇ. ૧૮૭૨ માં ખેતીવાડી કરનારા મેહેનતુ વરગો વચ્ચે પુષકળ ઉશકેરણી ચાલી રહી, અને તેમની મંડળીઓ ઉભી થતી ગઇ. તીચબોરનનો જગપ્રસીધ મુકદમો એ

વેળા આખેર થવા આવયો હતો, અને તે તરફ પ્રજાનું ધયાન જો કે પુષકળ ખેંચાયું હતું, તોપણ બેહુત વરગોમાં ચાલેલી ઉસકેર ણીએ તેને અંધારામાં નાખી દીધો. પારલા મેંટની ચુંટણીના સંબંધમાં મી૦ ગલાડસટ નની સરકારે કીધેલો બીજો કાયદો, બેલટની મારફતે ચુંટણી કરનારાઓનાં મત ખાનગી રીતે લેવાને લગતો હતો. ૧૮૭૩ ના વરસમાં લીબરલ સરકારને આયરીશ આગેવાનો સાથ કામ લેવાનો વખત આવયો. મી૦ આઇ ઝાક બટ નામના આયરીશ અધીકારીની આ ગેવાની હેઠલ આયરલંડ માટે સવરાજ માગ નારો "હોમ રૂલ" પક્ષ પ્રજાની નજર આ ગલ વધારે અને વધારે આવતો ગયો, અ ને સરકારને તેણે અગવડમાં મુકી. આયરલંડ ની યુનીવરસીટીઓને લગતો એક ધારાનો ખ રડો મી૦ ગલાડસટને મારચમાં દાખલ કીધો, પ ણ તે ઊપર તે નામદારની સરકારની હાર થઇ. પણ આમની સભામાં લીબરલોનું બળ વધારે હોવાથી, મી૦ ડીઝરાયલીએ પોતાના પક્ષનું પ્રધાન મંડળ ઉભું કરવાની ના પાડી.

૧૮૬૯ ની તા૦ ૨૩ મી અકટોબરે મા ૭ કનસરવેટીવ વડો પ્રધાન લારડ દારબી નો

સલી ખાતે મરણ પામયો. ૧૮૭૦ ની તા૦ ૧૦ મી જુને, હાસયરસ લખાણ કરવા માટે સરવથી નામીચો ગણાતો અંગ્રેજ ચારલસ દીકનસ એકાએક મરણ પામયો. ૧૮૭૧ ની ગરમ રૂતુમાં દક્ષીણ અમેરીકાનાં બરાઝીલ દેશનો શેહેનશાહ દાન પેદરો ઇંગલંડની મુલાકાતે આવયો. ૧૮૭૩ ના જુનમાં ઇરાનનો શાહ નસરૂદીન ઇંગલંડની મુલાકાતે આવયો. ૧૮૭૪ ની તા૦ ૯ મી જાનેવારીએ ફરેંચોનો માજી શેહેનશાહ ઇંગલંડમાં ચીઝલહુરસત ખાતે મરણ પામયો, અને તેની સાથે તેનું કુટુંબી નામ નેપોલીયન, જે પોતે યુરોપમાં એક શકતીરૂપ હતું, તે તયાંથી હંમેશનું દુર થઇ ઇતીહાસના સફા ઉપર નોંધાયું. નવ દીવસ પછી જાણીતો અંગ્રેજ વારતા લખનાર, નાટકકાર, કવી અને રાજદવારી લારડ લીટન મરણ પામયો.

**મી૦ ગલાડસતનના પેહેલીવારના અમલનો પરદેશ ખાતાંનો કારોબાર—અમેરીકન સરકાર સાથનો વાંધો—ઈંગલંડને ભરી આપવો પડેલો દંડ.**

૧૮૭૧ ના ડીસેમબરમાં, ઇંગલંડ અને અમેરીકાનાં યુનાઇટેડ સતેતસ વચે પડેલા એ

ક મોટા વાંધાનો ફડચો જીનીવા ખાતે બેઠેલાં કનવેનશન તરફથી લાવવામાં આવયો. વાંધો એવી મતલબનો હતો કે, ૧૮૬૧ થી ૧૮૬૫ સુધી યુનાઈટેડ સ્તેતસનાં ઉતર તથા દક્ષીણ રાજયો વચ્ચે જયારે લડાઈ ચાલી, તયારે ઈંગલંડે અલગા રહેવાની રાજનીતી અખતયાર કીધી હતી, અને તે છતાં "અલાબામા" નામનાં લીવરપુલથી ઊપડેલાં એક અંગ્રેજી વાહાણે ઊતરનાં રાજયોના વેપારને નુકસાન કરવાની કોશીશ ચલાવી હતી. ઇંગલંડ સામે સામાનય આરોપ જીનીવાની લવાદી કરનારી કોરટે એવો મુકયો કે, અમેરીકન લડાઈમાં દક્ષીણ રાજયોનાં નામથી ઇંગલંડે પોતાનાં બંદરોમાં ચાંચીયા ચોરી કરનારાં વાહાણો તઈયાર કીધાં હતાં. ઇંગલંડને તેટલા માટે અમેરીકન સરકારને આસરે ૩૩,૨૨,૯૧,૬૬૦ ની નુકશાની નાણામાં ભરી આપવી પડી હતી.

## નામદાર મહારાણીનાં કુટુંબના સંબંધમાં ૧૮૭૧ માં બનેલો બનાવ.

૧૮૭૧ નું વરસ સઘળા પ્રકારે આબાદી ભરયું વરસ હતું, પણ તેમાં નામદાર મહારાણીનાં કુટુંબના સંબંધમાં બનેલા એક બનાવથી ખલલ પડી હતી. તે નામદાર પ્રીનસ આફ વેલસની સખત માંદગી હતી.

**મી૦ ડીઝરાયલીનું બીજીવારનું કનસરવેટીવ પરધાન મંડળ, ૧૮૭૪ થી ૧૮૮૦-પરદેશ ખાતાંનો કારોબાર-આશાનતીની લડાઈ-સવેઝ કનાલ શેરોની ખરીદી-રૂશયા અને તરકી વચેની લડાઈ-આફ્ગાન લડાઈ-ઝુલુ લડાઈ.**

૧૮૭૪ ની શુરૂઆતમાં મી૦ ગલાડસતને એકાએક પારલામેંટ બરખાસત કરીને પ્રજાનો અભીપ્રાય માગવાનો ઠરાવ કીધો. ચુંટણીનાં પરીણામમાં કનસરવેટીવો આસરે સીતેર વધુ મતે પ્રધાનપદ ઊપર આવયા, અને મી૦ ડીઝરાયલી ફરી એકવાર વડો પ્રધાન થયો. તેણે પરદેશોના સંબંધમાં નવા પ્રકારની રાજનીતી (કહેવાતી તેજી રાજનીતી) અખતયાર કીધી. મારચ મહીનામાં, આફ્રીકાના પુરવ કીનારા ઊપર આવેલા ઊતર ગીનીના મુલકનાં આશાનતી નામના દેશી રાજય સાથ ચાલતી નાની લડાઈનો છેડો લાવવામાં આવયો. ૧૮૭૫ ની તા૦ ૨પમી નવેમબરે સવેઝ કનાલ કમપનીના જે શેરો ઇજીપતના ખેદીવના હાથમાં હતા, તે અંગ્રેજોએ તેની કનેથી ચાર કરોડ રૂપયાની કીમતે ખરીદી લીધા. ૧૮૭૬ માં રૂશયા અને તરકી વચે

લડાઇ ચાલી, અને મી૰ ડીઝરાયલી, જે હુવેથી લારડ બીકનસફીલડના નામથી ઓળખાતો હતો, તેણે તે વેળા રૂશયા તરફ સાવચેતીની બલકે શતરૂવટ ભરી વળણ દેખાડી. રૂશયાએ જયારે કોનસતાનતીનોપલમાં દાખલ થવાની તઇયારી દેખાડી તયારે બોસફોરસની સામુદરધુનીમાં એક અંગ્રેજી કાફલાને જવાનો હુકમ કરવામાં આવયો, અને હીંદુસતાનથી એક લશકરી ટુકડીને મુમધય સમુદરના માલતાના ટાપુ ખાતે મોકલી આપવામાં આવી. સેન સતેફાનો ખાતે ૧૮૭૮ માં જયારે રૂશયા અને તરકી વચે સુલેહના કરાર થયા, તયારે લારડ બીકનસફીલડે હઠ લીધી કે, સુલેહને લગતું કામ મોટાં રાજયોની મુનસફી પર સોંપવું જોઇયે. બરલીન ખાતે આ ઊપરથી મોટાં રાજયોના પ્રતીનીધીઓનું કાનગ્રેસ મળયું, અને તેમાં ઇંગલંડ તરફથી લારડ બીકનસફીલડ અને (હાલનો વડો પ્રધાન) લારડ સાલસબરી બોરાજયા. એ વરસના ઉનાળામાં બરલીનના કોલકરાર થયા, અને પુરવના સવાલની ખટપટમાંથી યુરોપ થોડો વખત શાંત થયું. એ વેળા મુમધય સમુદરના છેક પુરવના ભાગમાં આવેલો સાઇપ્રસનો ટાપુ અંગ્રે

જોના હાથમાં. આવયો. ૧૮૭૮ ના નવેમબર માં આફગાનોએ પોતાને તયાં આવેલાં અંગ્રેજી એલચોખાતાંને હાંકી કાહાડયાથી તેમની સામે અંગ્રેજોએ લડાઈ ઊઠાવી. આફગાનો સામે થઇ શકયા નંહી, અને અંગ્રેજી લશકરે કાબુલ લીધું. ગનદામક ખાતે તે પછી યાકુબખાન સાથે સુલેહના કરાર કરવામાં આવયા. યાકુબ ખાન પોતાના બાપ શેરઅલીનાં મરણથી ૧૮૭૯ ના મે માસમાં આફગાનીસતાનનો અમીર થયો હતો. પણ કાબુલ ખાતે મોકલવામાં આવેલા અંગ્રેજી એલચી સર લુઇસ કેવેનરીનું સપટેમબર માસમાં ખુન કરાવીં યાકુબે કરારની શરતો "વા ખાતી" નાખી. આથી અંગ્રેજી લશકર એકવાર ફરીથી કાબુલ સામે ચહડી ગયું, અને તા૦ ૨૪મી ડીસેમબરે તે શેહેરનો ફરી એકવાર કબજો લેવામાં આવયો. મામલો એ વેળા શાંત પડવા આવયો હતો, પણ સરદાર અયુબખાન આગળ વધી આવયો, અને આફગાનોએ પાછો બળવો જગાડયો. અયુબે જુલાઇ માસમાં અંગ્રેજી લશકરને જેનરલ બરોઝના હાથ હેઠલ મયવંદની લડાઇમાં હાર આપી હતી. કંદહારને ઘેરો ઘાલવા તે આગ

ળ વધયો, પણ સપટેમબરમાં જેનરલ સર ફરે દરીક રાબરટસ (હીંદુસતાનનો હાલનો સેનાધી પતી), જે ઘણી બાહોશી વાપરી કાબુલથી મુ શકેળીઓ વચે આગળ કુચ કરી નીકળયો હ તો, તેણે તેને સખત હાર આપી. શીવટે આ ફગાનીસતાનનો રાજવહીવટ ૧૮૮૦ ની જુલા ઇમાં હાલના અમીર અબદુલ રેહેમાનખાનને સોંપી આપવામાં આવયો. ૧૮૭૯ ની શરૂ આતમાં દક્ષીણ આફરીકામાં ઝુલુઓના રાજા સેતેવાયો સાથે અંગ્રેજોને લડાઈ થઇ. આ રા જાની પ્રજાએ નેતલનાં અંગ્રેજી સંસથાન ઊપર હુમલો કીધો હતો, જે માટે તેણે બદ લો આપવાને ના પાડયાથી અંગ્રેજોએ તેની સામે લડાઇ ઊભી કીધી. લારડ ચેમસફરડ ના હાથ હેઠલ એક અંગ્રેજી લશકર ઝુલુ મુ લકની સરહદ ઓલંગી ગયો, પણ તા૦ ૨૨ મી જાનેવારીએ તેના ઊપર શતરૂએ એકા એક હુમલો કરીને ઇસનડયુલા ખાતે તે ને હરાવીને અંગ્રેજી લશકરના સેંકડો સીપાઇ ઓને કાપી નાખયા. લડાઇ એ પછી ચાલુ થઇ, અને ૧૮૮૦ ની તા૦ ૪થી જુલાઇએ રાજા સેતેવાયોનો ઉલુનદીની લડાઇમાં પરા જય થયો અને તે કેદ પકડાયો. એટલાં લાર

ડ બીકનસફીલડની સરકાર પ્રજા વચે અળ ખામણી પડી ગઇ. વગર જરૂરનો લડાઇનો બોજો ખમવાના સવભાવમાં તેઓ વધારેવાર રહવા નહી.

**લારડ બીકનસફીલડના બીજીવારના અમળ વેળાનો સવદેશનો કારોબાર-હોમરૂલ પક્ષનો વડો મી૰ પારનેલ-આયલંડની નેશનેલ લીગ-સંસારી બનાવો-તીચબોરનનો મુકદમો-સમુદર અને ખાણના ભયંકર અકસમાતો-મોંઘવારી અને વેપાર મા નીપફૂળતા-જાણીતા પુરૂષોનાં મરણ.**

લારડ બીકનસફીલડની સરકારના સવદેશના કારોબારમાં કસાં અગતના કામ થયાં હતાં નહી. ૧૮૭૬ માં "મેહેનતુ વરગોનાં ઘરોને લગતો ધારાનો ખરડો" પસાર કરવામાં આવયો હતો, જેની રૂએ વસવાટને લાયક નહો એવાં ઘરો તોડી પાડી તેમની જગોએ નવાં ઘરો બાંધવાની સતા સથાંનીક સતાવાળાઓને આપવામાં આવી હતી. ૧૮૭૫ માં ખેતરોના સંબંધમાં અને ૧૮૭૮ માં કારખાનાઓને લગતો એક ધારાનો ખરડો પસાર કરવામાં આવયો હતો. ૧૮૭૭-૭૮ માં

આયરલંડને સવરાજ અપાવવાની કોશેશ કરનાર "હોમ રૂલ" પક્ષ, જેની સરદારી મી૦ આઇઝાક બતની જગોએ મી૦ પારનેલે લીધી હતી, તેણે પોતાનું બળ આમની સભામાં બતાવવા માંડયું. ૧૮૭૮-૮૦ માં આયરલંડમાં પાક ઓછો ઊતરયો અને તેથી લોકોને ખમવા પડેલાં સંકટોની તક લઇ, તેમજ ૧૮૭૯ માંનો કાયદો કાહાડી નાખવામાં આવયો હતો, તેનો લાભ લઇ, મી૦ પારનેલે ખેડુતોના સંબંધમાં જાણીતી થયલી ભયંકર "લંડ લીગ" ના નામથી એક રાજદવારી મંડળી ઉભી કીધી.

તા૦ ૨૮મી ફેબરવારી ૧૮૭૪ માં તીચબોરનના જાણીતા વેશધારણના મુકદમાની ૧૮૮ માં અને છેલા દીવસની તપાસ ચાલી. ચઉદ વરસના સખત કેદખાનાની તેને સજા કરવામાં આવી. ૧૮૭૫ ના આગસટ માસમાં નામદાર મહારાણીની સટીમર "આલબરટા" (જે ઊપર તે વેળા મહારાણી સવાર થયલાં હતાં) તથા "મીસલતો" નામની બોટ વચે ઇંગલડના કીનારા પર અથડાઅથડી થઇ, જેથી "મીસલતો" ના ત્રણ માણસો મારનાં ગયાં. ૧૮૭૭ ની તા૦ ૧૧મી એપ્રીલે ઇંગલંડમાં પોનતી પ્રીડ નજદીક તાઇન

વીડ પીટની કોલસાની ખાણમાં પાણી ફરી વળયું; પણ દશ દીવસ પછી ઓદકામ કરતાં કેટલાક મજુરોને જીવતા બાહેર કાહાડવામાં આવયા. બાહેર કાહડનારા બહાદુર નરોને "આલબરટ મેદલ" નામનો ચાંદ ભેટ કરવા માં આવયો. આ ચાંદ તે વખત સુધી ફકત સમુદરમાં પડેલા માણસનો જીવ ઊગારનારને જ બક્ષવામાં આવતો હતો. ૧૮૭૮ ની તા૦ ૨૮મી મેએ અરલ રસલ મરણ પામયો અને તેની સાથે ઇંગલંડનાં રાજદવારી મંડળમાંથી એકવારનાં આ મોટા નામનો પડછાયો દુર થયો. એજ વરસના સપટેમબરમાં ટેમસ નદીમાં "પ્રીનસેસ એલીસ" અને "બાઇવેલ કાસતલ" નામની સટીમરો વચે ભયંકર અથડાઅથડી થઇ, જેનાં પરીણામથી સેંકડો ઘરોમાં દલગીરી ફેલાઈ. ૬૦૦ થી ૭૦૦ માણસો, તેમાં મુખયકરીને સ્ત્રીઓ અને બાળકો આ અકસમાતથી મુઆં. આ ભયભીત હોનારતના સંતાપથી પ્રજા હજી તો છુટી હતી નહી, તેટલાં એબરકારન ખાતે પ્રીનસ આફ વેલસના નામની કોલસાની ખાણમાં એક ભયંકર ધડાકો થયો, જેમાં ૨૬૮ પુરૂષો અને છોકરાઓ મારયાં ગયાં. ૧૮૭૯ નાં વરસની આખેરીએ આફતકારક તોફાનો થવાના અને

રેલ આવવાના બનાવ બનયા. એજ વરસના ડીસેમબરની તા૰ ૨૮ મીએ સકાટલંડમાં દનદી શેહેરમાં "તે" નદીના પુલ ઉપરથી પસાર થતી એક રેલવે ટરેન પુલ ધસી પડવાથી નદીમાં ગબડી પડી અને ટરેન માહેલો એક પણ માણુસ જીવવા પામયો નહી. લારડ બીકનસફીલડની સરકાર એ વેળા અલબા મણી થતી જવા સાથ, દેશમાં ખરાબ રૂતુથી, અને વેપારીઓને નીષફળતા મળયાથી સંકટ પંથરાતું ગયું. આયરલંડમાં ફરી એકવાર દુકાળ પડવાનો ભય પેદા થયો. પ્રજા વગર જરૂરની લડાઇના બોજાથી કંટાળી ગઇ. જયારે, તેટલા માટે, ૧૮૮૦ ની તા૰ ૨૪મી મારચે પારલામેંટ બરખાસત કરવામાં આવી તયારે પ્રજાએ વીસામાનો લાંબો દમ ખેંચયો. ચુંટણીનું કામ પાછું શુરૂ થયું. લીબરલોની તેમાં ફતેહ થઇ, અને મી૰ ગલાડસટન ૧૨૦ વધુ મત સાથ અમલ ઉપર આવયો.

**નામદાર મહારાણી તથા તેમના કુટુંબીઓની અંગત હીલચાલ, ૧૮૭૪-૧૮૭૯.**

૧૮૭૪ ના મે માસમાં રૂશયાનો શેહેનશાહ બીજો એલેકઝાનડર નામદાર મહારાણીની મુલાકાતે થોડા વખત આવયો હતો. ૧૮૭૫ના જુન માસમાં બીજા એક બાદશાહ

પરોણાએ નામદાર મહારાણીની પરોણાગત ચાહી, અને તે જંઝીબારનો સુલતાન સઈયદ બરગાશ હતો. એજ વરસના આગસટ માસમાં મહારાણીની સટીમર "આલબરટા," જેમાં એ નામદાર તે વેળા બેઠેલાં હતાં, તે સાથે થયલી "મીસલતો" નામની સટીમ બોટની અથડામણની વીગત ઉપર આપી છે. એજ વરસના અકટોબરમાં મહારાણીએ પોતાના વડા કુંવર પ્રીનસ આફ વેલસને હીંદુસતાનની મુલાકાતે મોકળયો, જે વેળા એ નામદારે દેશી રાજાઓ સાથે ભેટ સોગાત આપલે કીધી હતી. ૧૮૭૯ ની વસંતમાં નામદાર મહારાણી ઇટલીના લાગો માગીઓરે નામના સુંદર સરોવર ઊપર આવેલાં બાવેનો શેહેરની એક માસ મુલાકાત લીધી હતી.

**મીં૰ ગલાડસટનના બીજીવારનાં પ્રધાન મંડળનો અમલ, મે ૧૮૮૦ થી જુન ૧૮૮૫—બોઅર લોકોનો બળવો—અંગરેજોની સખત હાર અને તેઓએ કીધેલી સુલેહ—ઝુલુઓના રાજાને અપાયલો બદલો—ઇજીપટની મુશકેલી—આરાબીપાશા સાથે લડાઈ—સુદાનનો મામલો—માહદી—જેનરલ ગારડનનું મારયા જવું—રૂશયા સાથ આફગાન સરહદનો વાંધો.**

મીં૰ ગલાડસટનના બીજીવારના અમલનો પરદેશ ખાતાંનાં કારોબારના કામો, ઘ

ણામરાં સઘળાં, લારડ બીકનસફીલડની લડાયક રાજનીતીનાં પરીણામના સાંધણો હતાં. ૧૮૭૭ ના એપ્રીલમાં લારડ બીકનસફીલડની સરકારે દક્ષીણ આફ્રીકામાં ત્રાનસવાલનો મુલક અંગ્રેજી રાજ સાથે જોડી નાખયો હતો. બોઅર નામની વલંદા તથા અંગ્રેજી સંસથાનીઓથી ઉતરેલી દેશી જાત વચ્ચે અંગ્રેજ સરકારનાં આ કામથી અસંતોષ ફેલાયો હતો, અને તેણે ૧૮૮૦ ના ડીસેમબરમાં બળવાનું રૂપ લીધું. અંગ્રેજો માટે એક ઘણી આફતકારક લડાઇનું કામ નીકળયું, અને તેમાં તેઓએ એકેક પછી ત્રણવાર હાર ખમી. શતરૂએ તે પછી થોડો વખત સુલેહ કરવાની દરખાસત કીધી અને અંગ્રેજોએ તે ૧૮૮૧ ના મારચમાં સવીકારી, અને એજ માસની તા૦ ૨૨મીએ શેવટના કરાર થયા. પ્રીતોરીયાની સુલેહથી બોઅર લોકોએ પોતાનું રાજ પોતેજ ચલાવવાની માગણી કબુલ રખાવી અને ઇંગલંડને પોતાનાથી વડા રાજ તરીકે સવીકારયું. આડકતરી રીતે ત્રાનસવાલનો મુલક સવતંત્ર થયો. ૧૮૮૨ ની તા૦ ૩જી આગસટે ઝુલુઓનો પદભરષટ રાજા સેતેવાયો ઇંગલંડની મુલાકાતે આવયો, જે વેળા માહારાણીએ તેને સારો

આવકાર આપયો. તેને તેનાં રાજનો કેટલોક ભાગ પાછો આપી દેવામાં આવયો. એજ વરસમાં ઇજીપટની મુશકેલી તેની શેવટની ટોંચે જઇ પોંહોંચી. આરાબી પાશાની સરદારી હેઠલ ઇજીપટના "પ્રજા પક્ષે" બળવો ઊઠાવયો. તા૦ ૧૭ મી મેએ અંગ્રેજી તથા ફરેંચ કાફલાઓને એલેકઝાનડરીયા ખાતે જઇ ખેદીવની સતાને ટેકો આપવાનો હોકમ કરવામાં આવયો. તા૦ ૧૧ મી જુને એ શેહેરમાં હુલડ ફાટી નીકળયું, અને તયાંની યુરોપીયન વસતીએ ગભરાટમાં પડી ઇજીપટ છોડી જવા માંડયું. વેપારીઓનાં કામમાં ખલલ થંઇ પડી, અને નાણા સંબંધી દબાણુને લીધે મી૦ ગલાડસટનને હથયારથી વચે પડવાની ફરજ પડી. તા૦ ૧૧ મી જુલાઇએ ઇજીપટ સાથની લડાઇ (જેને સવેઝ કનાલના "બાંડ હોલડરો"ની લડાઇનું નામ આપવામાં આવયું છે તે) અંગ્રેજી કાફલાએ એલેકઝાનડરીયાને ઘેરો ઘાલીને શુરૂ કીધી. બીજે દીવસે આરાબી પાશાના પ્રજાપક્ષકારો, શેહેરના યુરોપીયન વસતીવાળા ભાગને સળગાવી મુકીને તે છોડી ચાલયા. આ આગથી થયલી નુકશાની ચાર કરોડ રૂપયાની અડસટવામાં આવી હતી. શેવટે, તા૦ ૧૦ મી સપટેમબરે

તેલ-અલ-કબીર ઉપર રાતનીવેલા હલલો લઇ જઇને લડાઇનો છેડો આણંવામાં આવયો. રાજધાની શેહેર કેરોને તે પછી આગ લગાડવાની બળવાખોરો હીલચાલ કરતા હતા, પણ અંગ્રેજી ઘોડેસવાર લશકરે તયાં બને એટલી ઉતાવલથી ધસી જઇ તેમને તેમ કરતા, તા૦ ૧૪ મી સપટેમબરે, અટકાવયા. આરાબીને પાછળથી સીલોન ખાતે દેશનીકાળ કરવામાં આવયો હતો. તોપણ ઇજીપટનો મામલો વખત જતાં વધારે અને વધારે ભયભરેલો થતો ગયો. અંગ્રેજ સરકારે ફરી અને ફરીથી ઇજીપટનો કબજો છોડીદેવાની પોતાની ધારણા જાહેર કીધી હતી, પણ તેટલાં તે દેશની દક્ષીણે આવેલા સુદાનના મુલકના આરબો સાથે એદીવ સખત લડાઇમાં ગુચવાઇ ગયો. આરબોના સરદાર મહમદ આહમેદ, જે સાધારણ રીતે માહદીનાં નામથી ઓળખાતો હતો, તેણે તા૦ ૩ જી નવેમબરે હીકસ પાશાના હાથ હેઠલના ઇજીપશીયન લશકરનો સદંતર નાશ કરી નાખયો. બીજે વરસે (૧૮૮૪ માં) તા૦ ૪ થી ફેબરવારીએ, માહદીએ એદીવના બીજા એક સરદાર બેકર પાશાના હાથ હેઠલના ઇજીપશીયન, બાશી બાઝુક અને હબસીઓના ભેગાં ટોળાંની કતલ

ચલાવી. ઈંગલંડને હવે પોતાના આધાર પર પડેલા ખેદીવની મદદે જવાની ફરજ પડી. જેનરલ ગ્રેહામની સરદારી હેઠલ ૪,૦૦૦ માણસોનું લશકર ઇજીપટ ખાતે મોકલી આપવામાં આવયું, જેણે તા૦ ૨૯ મી ફેબરવારીએ એલ તેબ ખાતે, અને તા૦ ૧૩ મી મારચે તામાનીએબ ખાતે આરબોના સરદાર ઓસમાન દીગમા સાથે લડાઇ કીધી, પણ તેમાંથી કશું નકી પરીણામ નીપજયું નહી. તેટલાં જેનરલ ડનનેગાર સુદાનના ગવરનર જેનરલ તરીકેનો તેનો આગલો ઓધો પાછો લેવાને તા૦ ૧૮ મી જાનેવારીએ મોકલી આપવામાં આવયો. તેને મોકલવાનો મુખ્ય હેતુ સુદાનની રાજધાની ખારતુમ ખાતેથી અંગ્રેજી કીલેદારી લશકર અને તયાંની ખરીસતી વસતીને સહીસલામત કાહાડી લાવવાનો હતો; પણ આગસટ માસમાં, જયારે સઘલું "રંધાઇ ચુકું," તયારે લારડ વુલસલીને તેનો છુટકારો કરવા માટે મોકલી આપવાની જરૂર થઇ પડી. પારલામેંટ જયારે ૧૮૮૪ ની તા૦ ૫ મી ફેબરવારીએ ઊઘડી, તયારે સરકારની ઇજીપત સંબંધી રાજનીતી વીશે આમની સભામાં તકરાર ચાલી, પણ તેનું શેવટ સરકારની તરફેણમાં ઉત

રયું; તોપણ ઊમરાવોની સભામાં સરકાર સામે ઠપકાનું મત ૧૮૧ વીરૂધ ૮૧ મતે પસાર થયું હતું. ૧૮૮૫ ની તા૰ ૫ મી ફેબરવારીએ ખારતુમ પડવાની અને તેનો બહાદુર બચાવનાર જેનરલ ગારડન મારયા જવાની ખબર આવી. એ માસની તા૰ ૧૯ મીએ પારલામેંટ મળી, અને તરતજ વીરૂધ (કનસરવેટીવ) પક્ષના આમની સભા માહેલા વડા અધીકારી સર સટાફરડ નોરથકોટે, સુદાનનાં સંબંધમાં સરકારે ચલાવેલી રાજનીતી માટે તેની સામે ઠપકાનું મત પસાર કરવાની દરખાસત મુકી. મી૰ ગલાડસટન તરફનાં એક નામીચાં ભાષણ પછી સભામાં મત લેવાયાં, અને લીબરલ સરકાર ચઉદ વધુ મતે બચી ગઇ; તો જો કે ઊમરાવોની સભામાં તો તેની તરફેનમાં ફકત અડસેટ મતોજ પડયાં હતાં, જયારે તેની વીરૂધની સંખયા ઘણી મોટી હતી. સરકારે હવે માહદીને "અફાલી નાખવાનો" ઠરાવ કીધો, અને આમની સભાએ તે માટે સાડાચાર કરોડ રૂપયાનો ખરચ કરવાની તેને પરવાનગી આપી, પણ તેટલાં સરકારે પોતાનો વીચાર પાછો ફેરવીને સુદાનને પડતુ મેળવાનો ઠરાવ (તા૰ ૧૧ મી મે)એ કીધો. રૂશયા અને જરમનીસાથની

ઇંગલંડની ગેરસમજુતીએ એ પછી મી૦ ગલાડ સટનની સરકારને રોકી નાખી. રૂશયા સાથનો વાંધો, અફગાનીસતાન અને મધય એશીયા માહેલા રૂશયાએ છતેલા મુલકો વચેની સરહદ નકી કરવાના સંબંધમાં હતો, જેણે એ સાલના એપ્રીલમાં પકડેલાં ગંભીર રૂપથી લંડનનાં નાણા બજારમાં ગભરાટ ચાલી રહયો.

**મી૦ ગલાડસટનના બીજીવારના અમળ વેળાનો સવદેશ ખાતાંનો કારોબાર-ખેડુતો વગેરેના સંબંધમાં કરવામાં આવેળા કાયદા-પ્રોફેસર ફાસેટના ટપાલ ખાતાંના સુધારા-મી૦ બરાડલાને લગતી ખટપટ-આયરલંડનો ગંભીર મામલો અને તેના ઊપાય કરવાની કોશેશો-લારડ ફ્રેદરીક કેવેનડીશ અને મી૦ બરકના ફીનીકસ પારકમાં થયલાં ખુન-લનડનમાં દીનેમાઇટની શુરંગો-ચુંટણીના હકનો વીસતાર વધારનારો ધારાનો ખરડો જાણીતા બનાવો-પ્રદરશનો-નામીચા રાજદવારીઓનાં મરણ, વગેરે.**

૧૮૮૦ ની તા૦ ૨૦મી મેએ જયારે પારલામેંટ મળી, તયારે તેના મારગમાં આવેલી મોટી અગવડો, (નાસતીક) મી૦ બરાડલાને આમની સભાના અધીકારી તરીકે દાખલ કરતાં તેને સરેસતાના સપત આપવા

સામે લેવાયલી હરકત અને તેથી થયલી તકરારો, અને આયરીશ અધીકારીઓએ ચાલુ રાખેલો ત્રાસ હતાં. છતાં આગસત સુધી બાકી રહેલી સેશનમાં મી૦ ગલાડસટનની સરકારે કેટલાક અગતના અને ઉપયોગી સથાનીક ધારાના ખરડાઓ પસાર કીધા. કેળવણીને લગતા કાયદામાં સુધારો કરનારો ખરડો અને ટપાલ આફીસને લગતા પ્રોફેસર ફાસેટના કીમતી સુધારા, નવા અમલના શુરૂઆતના કામોનો એક ભાગ હતો. આયરલંડના મામલાએ એ પછી તરતજ સરકારનું સઘળું ધયાંન રોકી નાખયું. તે દેશમાં ચાલતા સંકટોનું નીવારણ કરવાને લગતો એક ધારાનો ખરડો પ્રથમ પસાર કરવામાં આવયો. પણ આયરલંડના સંબંધનો બીજો એક ધારાનો ખરડો જેનો મુખ્ય હેતુ એ હતો કે, તે દેશના ચોકસ જીલાઓમાં ભાડું નહી ભરનારા ખેડુતોને હાંકી મુકતી વેળા તેમને જમીનદારો કનેથી ચોકસ બદલો અપાવવો, તેને ઉમરાવોની સભાએ ૨૩૧ જેટલા વધુ મતે રદ કીધો. ૧૮૮૧ ના બેસતાં વરસની તા૦ ૧ લીએ લોકોમાં ચરચાતી મુખ્ય બાબતો, આયરલંડની સથીતી અને મી૦ પારનેલ તથા તેના મીત્રોની દબલીનની કોરટમાં ફીતુર કરવા માટે ચા

લતી તપાસને લગતી હતી. તા૦ ૬ઠી જાનેવારીએ પ્રધાનોએ પારલામેંટ બોલાવી અને આયરલંડ માટે કાયદા કરવાનું કામ એકદમ શુરૂ કીધું. મીલકતની જાલવણીને લગતો અને હથયારની બંધીને લગતો, એવા બે સખ્ત કાયદાઓ, પારનેલના પક્ષે જીવપર આવીને લડત ચલાવી હતી તેની ઉપરવારી કરીને, પસાર કીધા. એ કાયદાઓથી, તા૦ ૭મી એપ્રીલ આયરલંડ દેશને (મી૦ ગલાડસતનના શબ્દોમાં) "સુલેહનો સંદેશો" કહેવાનો મારગ સરકારે ખોલો કીધો-તેઓએ આયરલંડની જમીનને લગતો નવો ધારાનો ખરડો દાખલ કીધો, જેની રૂયે જમીનદારો અને ખેડુતો વચેના સંબંધમાં મોટી ઉથલપાથલ કરવામાં આવી. અનંત મુશકેલીઓ વટાવયા બાદ, એ ખરડો કાયદા રૂપે આગસટમાં પસાર થયો. એ પછી પારલામેંટની બાકીની સેશનનું કામ, અંગ્રેજી લશકરમાં સુધારો કરવાનું હતું. લશકરને તરબીયત આપવાને લગતા કાયદાથી સીપાઇઓને બાંધી મારવાની રૂઢી બીલકુલ કાહાડી નાખવામાં આવી, સીપાઇઓને ટુકી મુદત સુધી નોકરીએ રહેવાની છુટ મુકયાથી થતા ગેરફાયદામાં ઘટાડો કરવામાં આવયો, ઓછી મુદતની નોકરી

વાળા લશકરી અમલદારોને આગળ વધવા
ના મારગમાં સેહેલાઇઓ મુકેવામાં આવી,
અને લશકરી મથકોનાં સંબંધમાં ફેરફાર કરી
ને, અમુક વખતે જોઇયે તયારે વધારે સીપા
ઇઓ મળી આવે એવી ગોઠવણ થઈ. મી૦
બરાડલોએ એ વખતે આમની સભામાં સપ
ત લઈ દાખલ થવાની કોશીશ પાછી ચલા
વી જેથી આમની સભામાં અને તેની બાહે
ર ઘણાક નઠારૂં લગાડનારા દેખાવો થઇ રહ
યા દબલીન ખાતે ચાલતી તપાસ પુરી થ
ઇ, અને મીં૦ પારનેલ અને તેના હમશરી
કોંના થયલા ફતેહમંદ છુટકારાથી ઉસકેરણી
કરનારા આયરીશોનું બળ વધયું. મી૦ ગલા
ડસટનના જમીનને લગતા નવા કાયદાને, તે
ને હુજી તો અમલમાં મુકયો નથી તેટલાં, તે
ઓએ વખોડી કાહાડયો. તેવામાં આયરીશો
ને દબાણમાં રાખવાને લગતા કાયદાની રૂયે,
આયરીશ "લેંડ લીગ" નામની રાજદવારી મંડ
લીના પીતા તરીકે ઓળખાતા જાણીતા મા
ઇકલ દેવીતને બંદીખાને નાખવામાં આવયો
અને બીજા કેટલાક આયરીશોને પકડવામાં
આવયા. આથી આગમાં તેલ હોમાયું. અંતે
સરકારે જયારે જોયું કે, જમીનને લગતા ન
વા કાયદાની તપાસ લેવા દેવામાં આવતી ન

થી તયારે તેઓએ (મી૦ ગલાડસટનના યાદ ગાર, શબ્દોમાં કહીયે તો,) "સુધારાનાં અખુટ સાધનો"નો લાભ લીધો અને મી૦ પારનેલ અને તેના પાંચ ભાઇબંધોને આયરલંડ ની કીલમેનહેમની તુરંગમા નાખ્યા. ૬ શ દીવસ રહીને તેઓએ "લંડ લીગ" ની મંડળીને ગેરકાયદેની અને અપરાધી મં ડળી તરીકે જાહેર કીધી, પણ તે તરત "ને શનલ લીગ"નાં નામથી સજીવન થઇ. ૧૮૮૨ ની તા૦ ૭ મી ફેબરવારીએ જયારે પારલા મેંટ પાછી મળી, તયારે તેણે પોતાનું સઘળું ધયાન પાછું આયરલંડના મામલા પાછળ લ ગાડયું. ઉમરાવોની સભાએ તેટલાં સરકારને માટે એક નવી અગવડ ઊભી કરી આપી. તેઓએ પોતાની સભામાં એવી દરખાસત પ સાર કીધી કે, આયરલંડને લગતા જમીનના કાયદાનો અમલ કેવી રીતે કરવામાં આવે છે, તે વીશે તપાસ કરવાને એક સીલેકટ (ચુંટી કાહાડેલી) કમીટી નેમવી. આમની સભામાં એ વેળા મીં૦ બરાડલાને લગતી ખટપટે વલી પાછો પથરો નાંખયો. મી૦ પારને લ અને તેના સાથીઓને મે માસમાં ચોકસ શરતો પર છોડી મુકવામાં આવયા, જેથી પારલામેંટમા જોસભરી તકરારો ચાલી.

આ સઘળા સંજોગોને લીધે પારલામેંટનાં કામકાજને લગતી નવી રૂઢીઓ ઉપર તકરાર કરવાના મારગમાં મોટી અડચણો આવી પડી. એવી આશા રાખવામાં આવી કે, ઇસતરના તેહેવારો પછી ધારા બાંધવાનાં કામમાં વધારે ઉતાવળ કરી શકાશે; પણ એક ભયંકર બનાવે સરકારને તદન નવા પ્રકારની રાજનીતી પ્રમાણે કામ કરવાની ફરજ પાડી. તા૦ ૬ ઠી મેએ દબલીનના ફીનીકસ પારકેના જાહેર રસતા ઉપર આયરલંડના ચીફ સેક્રેટરી લારડ ફરેદરીક કેવેનદીશ અને તેના મદદનીસ મી૦ બરકનાં ધોળે દીવસે ખુન થયાં. સરકારે તાબડતોબ, તા૦ ૧૧ મી મેએ, અપરાધોનો અટકાવ કરવાને લગતો એક સખત ધારાનો ખરડો આમની સભામાં દાખલ કીધો, અને તા૦ ૧૨ મી જુલાઇએ તે કાયદા તરીકે પસાર થયાથી આયરલંડના તોફાનના સરવથી ભયંકર બનાવો બનતા અટકયા. સખતાઇ બતાવવામાં વાજબી ગણાય એવાં અતીશે મોટાં કારણોની દરકાર નહી કરીને, પ્રધાનોએ આયરલંડના ખેડુતોના સંકટનો ઉપાય કરવાને એક બીજો ધારાનો ખરડો—ચહડી ગયલાં ભાડાંઓને લગતો—તા૦ ૧૮મી આગસટે પસાર કરાવયો. એ સેશનમાં થયલાં બી

જાં કામો, આમની સભામાં પારસલ પોસ્ તને લગતો ધારાનો ખરડો હતો; અને ઉમરાવોની સભામાં પરણેલી સ્ત્રીઓની મીલકતને લગતો હતો, જેની રૂયે એક અંગ્રેજ પરણેલી સ્ત્રી મીલકતના ધણીપણાનો અને તેના સંબંધમાં પોતાના તરફથી ગોઠવણ કરવાનો પોતાના ભરથારના સરખોજ હક ભોગવે છે. પારલામેંટનાં કામકાજને લગતી નવી રૂઢીઓના ઠરાવો શેવટે તા૦ ૨૪મી અકટોબરથી તા૦ ૨૭ ડીસેંબર સુધીમાં પસાર કરવામાં આવયા હતા. ૧૮૮૩માં ફીનીકસ પારકમાં થયલાં ખુનના ગુનેહગારો અંતે પકડાયા; ખુન કરનારાઓને ફાંસીએ ચહડાવવામાં આવયા, અને તેમના મળતીઆઓને જનમ કેદખાનું મળયું. એ વરસમાં ડીનેમાઇટની ભયંકર સુરંગનો ઉપયોગ કરનારા આયરીશ ફીતુરીઓએ લનડનમાં દેખાવ દેવા માંડયો. તા૦૧૩ મી મારચે તેઓએ લોકલ ગવરમેંટ બોરડની તથા લનડન ટાઇમસ પત્રની આફીસો ઉરાડી નાખવાની કોશિસો કીધી. તા૦ ૩૦મી અકટોબરે તેઓએ લનડનની જમીનની હેઠળની રેલવેમાં સુરંગો મુકી. આ કામોને લીધે સરકારને સળગી ઉઠનારા પદારથોને લગતા ૧૮૭૫ના કાયદામાં તા૦ ૧૦મી

એપ્રીલ સુધારો કરવો પડયો. આ સુધારેલા કાયદાની સખતાઇ અને સુરંગ મુકનારાઓ માહેલા ચારને કરવામાં આવેલી મોટી સજાથી, એ જાતની હીલચાલ થોડો વખત સુધી અટકી. તા૰ ૧૫મી ફેબરવારીએ પારલામેંટ મળી. મહારાણી તરફના ભાષણ માટે તે નામદારને માનપત્ર આપવાની સરેસતાની દરખાસત ઉપર તકરાર ચાલતાં મરહુમ મી૰ ફોરસતરે મી૰ પારનેલની વરતણુકને એક સખત ભાષણથી વખોડી નાખી. મી૰ બરાડલોને લગતી ખટપટ ઊપરથી સરકારે આમની સભામાં દાખલ થતાં સપત લેવાની રૂઢીના સંબંધમાં એક ધારાનો ખરડો (જેને કનસરવેટીવોએ ટકોરમાં "બરાડલાના છુટકારાનો ધારાનો ખરડો" એવું નામ આપયું હતું તે) દાખલ કીધો, અને મી૰ ગલાડસટને તેના બચાવમાં એક શુભાષીત ભાષણ કરયું, પણ તે પસાર થવા પામયો નહી. તો પણ મી૰ ચેમબરલેને દાખલ કીધેલો નાદારીને લગતો કાયદો, જે તા૰ ૨૫મી આગસટે કાયદા રૂપે પસાર થયો, તે તથા ઇંગલંડ અને સકાટલંડના એકુતોને લગતો ધારાનો ખરડો, ઊમરાવોની સભામાં તે સામે વીરોધ બતાવવામાં આવયા પછી, પ્રજાએ ઘણી ખુશી

સાથે સવીકારયા. પારલામેંટની ચુંટણીના સં
બંધમાં વાપરવામાં આવતા પ્રપંચનો અટકા
વ કરવાને, તા૦ ૧૦ મી આગસટે, એક સ
ખત કાયદો પસાર કરવામાં આવયો. જે ધા
રાના ખરડાએ નીષફળ ગયા, તેઓમાં સર
વેથી અગતના, ફોજદારી અપીલ અને કોડ
ને લગતા ખરડાએ, લનડનની મયુનીસીપા
લીટીમાં સુધારો કરવાને લગતો ખરડો (જે ત્ર
ણુડે છોડી દેવામાં આવયા હતા) અને સ
કાટલંડને સથાનીક સવરાજ આપવાને લગતો
ખરડો (જે ઉમરાવોની સભાએ રદ કીધો
હતો.) આયરલંડ માટે ધડવામાં આવે
તો કાયદો ત્રામવે અને જાહેર કમપનીઓને
લગતો હતો, જેમાં જાહેર ઊપયોગનાં બાંધ
કામો કરવા માટે તથા આયરીશોને પરદેશ
જવામાં સેહેલાઇ કરી આપવા માટે યોજના
ઓ રચવામાં આવી હતી. ૧૮૮૪માં મી૦
ગલાડસટને પારલામેંટમાં પ્રતીનીધીઓ મોક
લવાનાં ધોરણના સંબંધમાં બીજો એક કાયદો
બાંધયો. તા૦ ૫ મી ફેબરવારીએ જયારે પા
રલામેંટ ઊઘડી, તયારે મહારાણીનાં ભાષણમાં
જણાવવામાં આવયું હતું કે, ચાલું સેશનમાં
બજાવવાનાં સરવથી અગતનાં કામો, પારલા
મેંટની ચુંટણીને લગતા હકનો વીસતાર વ

ધારી આપનારો ધારો (ફ્રેનચાઇઝ બીલ) અને લનડનની મયુનીસીપાલીટીમાં સુધારો કરવાને લગતો ધારો બાંધવાને લગતાં છે. આ છેલો ખરડો નીષફળ ગયો. ચુંટણીના હકના વધારાને લગતો ધારાનો ખરડો આમની સભામા તા૦ ૨૬મી જુને ત્રીજીવાર વંચાયો, પણ ઉમરાવોની સભાએ હઠ લીધી કે, આમની સભાની બેઠકોની વેંહેચણી વસતી વગેરેનાં પ્રમાણ પ્રમાણે સુધારેલાં ધોરણથી કરવાનો ધારાનો ખરડો સાથે સાથે પસાર કરવામાં નહી આવે, ત્યાં સુધી ચુંટણીના હકના વધારાને લગતો ખરડો અમે પસાર કરીશું નહી. પ્રધાન મંડલને આ ઉપરથી આ ખરડાનું કામ આવતી સેશન પર રાખી ચાલુ સેશનનું બીજું કામ હાથ ધરયા શીવાય છુટક રહયો નહી. તેટલાં ઇંગલંડ અને સકાટલંડના સઘલા ભાગોમાં ચુંટણીના હકના વધારાને લગતા કાયદાંની તરફેણની અને વીરૂધની મોટી સભાઓ દરરોજ ભરાવા લાગી. તેઓમાં સરવથી અગત્યની રાક્ષસી સભા તા૦ ૨૧ મી જુલાઇએ લનડનના હાઇડ પારકમાં મળી હતી, જેમાં કારીગર અને મજુર વરગોના આસરે ૩૦,૦૦૦ માણસો હાજર થયાં હતાં. તા૦ ૨૩ મી અકટોબરે પારલામેંટ પાછી મળી, અને

તે પછી થોડા વખતમાં પ્રધાનો અને વીરૂ ધ પક્ષ વચ્ચે એ ધારાના ખરડાના સંબંધ માં સમજુતી થઇ. આમની સભાની બે ઠેકાની વેંહેંચણી સુધારેલાં ધોરણ પ્ર માણે કરવાને લગતો ધારાનો ખરડો તેઓએ સાથે મળી ઘડી કાહાડયો, અને તે ઊપરથી ઊમરાવોની સભાએ તા૦ ૬ ઠી ડી સેમબરે ચુટણીના હકના વધારાને લગતો ખ રડો પસાર કીધો. આ ખરડાની રૂયે પારલા મેંટની ચુંટણી માટે પ્રતીનીધીઓ મોકલના રાઓમાં ખેતીવાડી કરનારો વરગ ઉમેરાયો, જેની તરફથી પારલામેંટમાં બીરાજનારો પેહેલો ઊમેદવાર બુઢો મી૰ જોસેફ આરચ હતો. ડી સેમબરમાં લનડનનો મોટો પુલ દીનેમાઇટથી ઊરાડી મેલવાની ઠરાવ ભરેલી કોશેશ કરવા માં આવી. ૧૮૮૫નાં વરસની શુરૂઆતમાં ઇંગલંડને સવદેશ તેમજ પ્રદેશનો ત્રા સ ખમવો પડયો. એ વરશની તા૦ ૨૪ મી જાનેવારીએ પારલામેંટના મકાનો અને લનડ ન તાવર એકજ વખતે દીનેમાઇટથી ઊરાડી મુકવાની કોશેશ કરવામાં આવી. આ ભયંકર કામોમાં ભાગ લેવા માટે કનીંગહૌમ અને બ રતન નામના બે શખ્સોને અપરાધો ઠરાવી તેમને મે માસમાં જનમ કેદખાનાની સજા કર

વામાં આવી. એ પછી જેનરલ ગારડન મારયા જવાના બનાવવીશે સરકાર સામે ઠપકાનું મત આમની સભામાં લાવવામાં આવયું, જેને લગતી વીગત ઉપર આપી છે. તા૦ ૨૧મી મેએ આમની સભાની બેઠકોની વેંહેંચણી સુધારેલાં ધોરણ પ્રમાણે કરવાને લગતો ધારાનો ખરડો પસાર કરવામાં આવયો. રૂશયા સાથ અફગાન સરહદનો વાંધો ઉભો થયા પછી, જુન માસમાં સરકારે રાજયના આવક ખરચનો વારસીક અડસટો સભામાં રજુ કીધો, અને તે ઉપર તકરાર ચાલતાં તેમની હાર થઈ. તા૦ ૧૨ મી જુને મી૦ ગલાડસટનની સરકારે રાજીનામું આપયું અને લારડ સાલસબરી પેહેલીવાર વડા પ્રધાન થયો.

મી૦ ગલાડસટનના બીજીવારના અમલ વેલા ઈંગલંડમાં બનેલા જાણીતા બનાવો, નામીચા પુરૂશોનાં મરણો વગેરેની કેટલીક હકીકત નીચે પ્રમાણે છે. ૧૮૮૦ ના જુન માસમાં ગ્રીસના રાજા પેહેલા જયોરજે ઈંગલંડની મુલાકાત લીધી. ૧૮૮૦ ના ડીસેમબરની તા૦ ૨૨ મીએ મેરી એન કરાસ નામની નામીચી અંગ્રેજ ગ્રંથકરતા મરણ પામી. "જયોરજ ઇલીયત"નાં ઉપનામથી તેણી લખાણ કરતી હતી; ઈંગલંડની સરવથી બાહોશ સ્ત્રીઓ

માં તેણી પેહેલી ગણાય છે. ૧૮૮૧ની તા૦ ૧૯મી એપ્રીલે નામીચો કનસરવેટીવ વડો પ્રધાન લારડ બીકનસફીલડ વરૂધ વયે અને મોટાં જાહેર માન વચ્ચે મરણ પામયો. ઉમરાવોની સભામાં તેણે કીધેલું છેલું ભાષણ, રૂશયાના શેહેનશાહ બીજા એલેકઝાનડરનાં મારચ માસમાં કરવામાં આવેલાં ખુનના પ્રસંગને લગતું હતું. ૧૮૮૨ની તા૦ ૧૬મી જુને ઈંગલંડની ઊતર-પુરવ કીનારાપર આવેલા સનડરલેંડ શેહેરમાં વીકટોરીયા હાલ નામના મોટાં દીવાનખાનામાં એક ભયંકર અકસમાત થયો, જેથી ૧૮૩ બચ્ચાંઓ ગુંગલાઈને મરણં પામયાં. એજ વરસની તા૦ ૯મી સપતેમબરે સર જયોરજ ગ્રે નામનો એક આગલો જાણીતો રાજદવારી મરણ પામયો. ૧૮૮૩ની તા૦ ૧૨મી મેએ માછલીઓને લગતું દેશ પ્રદેશનું પ્રદરશન ભરવામાં આવયું, જેથી ઈંગલંડના એ વસતુમાં ચાલતા અગતના વેપારને ઉતેજન મલયું. ૧૮૮૪ની તા૦ ૮ મી મેએ પ્રજાની તંદરોસતીનાં સાધનો દેખાડનારી વસતુઓનું પ્રદરસન ભરવામાં આવયું. એજ વરસની તા૦ ૬ઠી નવેમબરે પોસત માસતર જેનરલ તરીકે સરવથી નામીચો નીવડેલા રાજદવારી પ્રોફેસર ફાસેટ મરણ પામયો.

**નામદાર મહારાણીની અંગત હીલચાલો.**

૧૮૮૨ની વસંત રૂતુમાં નામદાર મહારાણી ઇંગલંડ છોડી એક માસ સુધી મેનતોન ખાતે રહેવા ગયાં. તયાંથી પાછાં ફરયા બાદ નેધરલેંડસના રાજા તથા રાણીને તેઓએ ઇંગલંડમાં આવકાર આપયો, અને તે પછી થોડા વખતમાં એપીંગ ફારેસતની મુલાકાત લઇ તે જાહેર પ્રજાના વપરાસ માટે ખોલું મુકયું. એજ વરસની તા૰ ૪થી ડીસેમબરે નામદાર મહારાણીએ કાયદાની દરબારોનુ નવું મકાન ઊઘાડયું હતું.

**લારડ સાલસબરીનું પેહેલીવારનું પ્રધાન મંડળ, જુન ૧૮૮૫થી જાનેવારી ૧૮૮૬. વેપારની મંદી વીશે તપાસ કરવાને નેમાયલું કમીશન-પારલામેંટની ચુંટણી-બરમા સાથ લડાઈ તથા તે દેશનું અંગ્રેજી રાજ સાથ જોડાણ. લનડનનું પ્રદરશન.**

**નામીચા પુરૂષોનાં મરણો.**

૧૮૮૫ ની સેશનનો બાકીનો ભાગ કેટલાક કાયદાઓ ઘડવામાં પસાર થયો હતો. તેમાં મુખય મેહેનતુ વરગોના રહેઠાણોને લગતો અને આયરલંડમાં જમીનની ખરીદી અને મજુરોને લગતો હતો. સકાટલંડ માટે આ વરસથી ચીફ સેકરેટરીનો ઓધો સથાપ

વામાં આવયો, અને તેનાં કેળવણીખાતાંમાં ઉપપ્રમુખની નેમણુક કરવામાં આવી. પારલામેંટ મુલતવી રાખવામાં આવે તે અગાઉ તા૦ ૧૦ મી આગસટે, મરહુમ લારડ હીડસલેએ (આગલા સર સતાફરડ નોરથકોતે) જાહેર કીધું કે, વેપારની મંદીનાં કારણોની તપાસ કરવા માટે એક બાદશાહી કમીશન નેમવામાં આવશે. નવેમબર માસમાં થવલી ચુટણીમાં મેહેનતુ વરગ તરફના ઊમેદવારોને મોટી ફતેહ મળી. ચુંટણીનું પરીણામ એવું આવયું, કે જેથી ૮૬ આયરીશ ઊમેદવારો જો પોતાની વડાની શીખામણ પ્રમાણે ચાલીને કનસરવેટીવોની તરફેણ કરે, તો તેઓ કનસરવેટીવો લીબરલોથી થોડાં વધુ મતે સતાપર આવે. અને તેમ તેઓ આવયા. એ વેળા એકાએક અફવા ચાલી રહી કે, મી૦ ગલાડસટને આયરલંડમાં સથાનીક વહીવટ ચલાવવા માટે આયરીશ પારલામેંટ સથાપવાના વીચારને સવીકારયોછે, અને તે માટે તેણે એક યોજના ઘડી કાહાડીછે. એજ માસમાં ઊતર બરમાના રાજા થીબો સામે લડાઈ જાહેર કરવામાં આવી, અને પારલામેંટ તા૦ ૧૨ મી જાનેવારી ૧૮૮૬ ના દીવસે પાછી મળતાં, તે દેશ અંગ્રેજી રાજય સાથે જોડી નાખવા

માં આવેલો જાહેર કરવામાં આવયો. એક પખવાડયાંની મુદતમાં મી૦ જેસ કોલીંગસે ખેડુતોમાં જમીનની વેંહેંચણી કરવાને લગતું એમેંડમેંટ આમની સભામાં રજુ કીધું અને તે ઉપર તકરાર ચાલતાં સરકારની હાર થઇ, અને મી૦ ગલાડસટન ત્રીજીવાર વડો પ્રધાન થયો.

૧૮૮૫ માં ઘણા નામીચા રાજદવારીઓ મરણ પામયા હતા. તા૦ ૨૭ એપ્રીલે અરલ કેરનસ અચબુચ મરણ પામયો. જાણીતો રાજદવારી વાઇકાઊંટ હેલીફેકસ (આગલો સર ચારલસ વુડ) તા૦૮મી આગસતે ગુજરયો. ગરીબ અને મેહેનતુ વરગોના મીત્ર તરીકે નામાંકીત થયલા લારડ શાફતસબરીનાં તા૦ ૧લી અકટોબરે થયલાં મરણથી, દેશના સઘળા ભાગોમાં શોક કરવામાં આવયો.

## મહારાણીનાં કુટુંબીઓને લગતી અંગત હીલચાલ.

૧૮૮૫ ના એપ્રીલમાં નામદાર પ્રીનસ આફ વેલસ પોતાની બાનુ સાથે આયરલંડની મુલાકાતે ત્રણ અઠવાડયાં સુધી ગયા, જયાં તેને ઘણો હેતભરયો આવકાર આપવામાં આવગો હતો. મે માસમાં એ નામદારોએ લનડનમાં સાઊથ કેનસીંગટન ખાતે દેશ પ

દેશને લગતું નવી શોધોનું પ્રદરશન ખુલ્લું મુક્યું. નાણા સંબંધી પરીણામમાં આ પ્રદરશન નીષફળ નીવડ્યું, અને તેથી નજદીક રૂ ૫૦,૦૦૦ ની ખોટ આવી.

**મી૦ ગલાડસટનનો ત્રીજી વારનો વડા પ્રધાન તરીકેનો અમલ, જાનેવારીથી જુન ૧૮૮૬–આયરલંડને સવરાજ આપવાનો ધારાનો ખરડો–લીબરલ પક્ષમાં ફાટફુટ.**

મી૦ ગલાડસટને ગયાં સાલની જાનેવારીમાં જ્યારે પ્રધાનપદ ધારણ કીધું, તયારે આ વાત સારી રીતે જાણીતી હતી કે, આયરલંડને સવરાજ આપવાને લગતો કાયદો બાંધવાને તે (મી૦ પારનેલને) વચનથી બંધાયલો છે. વચમાં કેટલોક ખાંચો નાખીને તા૦ ૮ મી એપ્રીલે આયરલંડનેસવરાજ આપવાને લગતો એક ધારાનો ખરડો આમની સભામાં દાખલ કરવામાં આવયો. તે આગમજ બે પ્રધાનોએ અને બીજા લીબરલ પક્ષના નાના અધીકારીઓએ પોતાના ઓધાનું રાજીનામુ આપયું હતું. તા૦ ૧૬ મી એપ્રીલે આયરલંડની જમીનની ખરીદી અને વેચાણને લગતો ધારાનો ખરડો દાખલ કરવામાં આવયો. સવરાજને લગતો ખરડો આ

મની સભામાં બીજીવાર વંચાતાં, તા૦ ૩૦ મી જુને, ૩૦ વધું મતે ૨૬ થયો, અને લીબરલ પક્ષમાં પડેલી ફાટફુટ સંપુરણ થઇ. મી૦ ગલાડસટને પ્રજાનો અભીપ્રાય માગયો અને નવેસરથી ચુંટણી થઇ. લીબરલો બે પક્ષોમાં-મી૦ ગલાડસટનના અને તે નામદારનો વીરૂધના-વેહેંચાઇને આવયા, અને કનસરવેટીવો મી૦ ગલાડસટનની વીરૂધ પક્ષના લીબરલો (યુનીયનીસતો)નો ટેકો લઇ સતા ઉપર આવયા.

મી૦ ગલાડસટનના ત્રીજી વારના વડા પ્રધાન તરીકેના અમલમાં ઇંગલંડમાં બનેલા મુખ્ય બનાવો નીચલા છે. ગઇ તા૦ ૮ મી ફેબરવારીએ સોશીયલીસતોએ લનડનના ત્રફાલગર સકુવેરમાં મેહેનતુ વરગના બેકાર લોકો કને મારફાડ કરાવી હતી, જેની વરસી તેઓએ ગયાં અઠવાડયામાં પાળવાનો તારનો સંદેશો આપણને મળયો છે. તા૦ ૫ મી મેએ આગેવાન લીબરલ રાજદવારીઓની સંફુ માહેલો મી૦ ફારસતર મરણ પામયો. ગયા મે માસમાં નામદાર મહારાણીએ લનડનમાં હીંદુસતાન તથા સંસથાનોને લગતી વસતુઓનું પ્રદરશન ખુલું મુકયું હતું, જે એટલું ફતેહમંદ ઊતરયું હતું, કે છ માસ સુધી તે ખુલું રહયું તેટલા વખતમાં ૫૫,૫૦,૭૪૫ શખસોએ તેની મુલાકાત કીધી હતી.

**લારડ સાલસબરીનુ બીજીવારનું પ્રધાન મંડલ, આગસટ ૧૮૮૬ થી ચાલુ-બેલફાસતના હુલડો-આયરીશ ખેડુતોનાં સંકટમાં ઘટાડો કરવાને લગતો મી૦ પારનેલનો ધારાનો ખરડો.**

લારડ સાલસબરીના બીજીવારના અમલ સાથ નામદાર મહારાણીનાં રાજની બારમીવારની પારલામેંટ મળવા માંડી છે. તા૦ ૫ મી આગસટે મળવા પછી અને તા૦ ૨૪મી સપટેમબરે મુલતવી રહેવા આગમજ સરકારે બજાવેલું મુખ્ય કામ, આયરલંડના અલસટર પ્રાંતની રાજધાની બેલફાસટ ખાતે પ્રાતેસતંટો અને રોમન કેથોલીકો વચ્ચે થયલાં ભયંકર હુલડના સંબંધમાં તપાસ કરવાને કમીટી નેમવાનું હતું. બાકીના વખતનો મોટો ભાગ નામદાર મહારાણીનાં સરેસતાનાં ભાષણના જવાબમાં આપવાનું માનપત્ર પસાર કરવામાં રોકાયો હતો. મી૦ પારનેલે તા૦ ૧૦ મી સપટેમબરે આયરીશ ખેડુતોનાં સંકટમાં ઘટાડો કરવાને લગતો ધારાનો ખરડો દાખલ કીધો, પણ તે એજ માસની તા૦ ૨૧ મીએ ૯૫ વધુ મતે રદ ગયો.

ગયા માસની આખેરીથી પારલામેંટ પાછી ઉઘડી છે. કનસરવેટીવ પ્રધાન મંડલના સં

બંધમાં બનેલા બે અંગત બનાવોએ ગયા માસમાં પ્રજાનું ધ્યાન રોકયુંછે. પેહેલો, લાર ડ રેનડાલફ ચરચીલે આમની સભાના વડા તથા નાણા ખાતાંના પ્રધાન તરીકે આપેલું રાજીનામું, અને બીજો જાણીતા કનસરવેટીવ આગેવાન રાજદવારી લારડ ઇડેસલેનુ મરણ, તથા તે ઊપરથી પ્રધાન મંડળમા થયલા ફેર ફારો છે.

## નામદાર મહારાણીના રાજમાં સથાપવામાં આવેલા ખેતાબો.

લાયકાત ધરાવનારા પુરૂશોને ઇનામ આપવા માટે સથાપવામાં આવેલા માનના ખેતાબોની સંખયા માટે નામદાર મહારાણી નું રાજય પ્રખયાતી પામશે. "સ્ટાર આફ ઇંડયા", "ઇંડયન એમપાયર", "વીકટોરીયા અને આલબરટ", "કરાઊન આફ ઇંડયા", અને "વીકટોરીયા કરાસ" ના ખેતાબો એ નામદાર ના રાજમાંજ ઊભા કરવામાં આવયા છે.

## નામદાર મહારાણીનો જીવ લેવાની વખતે વખંત કરવામાં આવેલી કોશેશો.

દીકરી, બઇરી, માતા અને રાણી તરીકે મહારાણી વીકટોરીયાએ પ્રથવી હજુર ઊંચા પ્રકારનો દાખલો આપયા છે, છતાં એ નામ દાર બુરાઓના હુમલાઓથી મુકત રહયાં ન

થી. તેમનો જીવ લેવાની કોશિશ ગયા ૧૮૮૨ નાં વરસ સુધીમાં સાતવાર કરવામાં આવી છે. પણ તેઓ માહેલી એક પણ કોશિશનો હેતુ રાજદ્વારી કારણોને લગતો હતો નહી. પેહેલી કોશિશ ૧૮૪૦ માં તા૦ ૧૦ મી જુને એદવરડ ઓકસફડ નામના સતર વરસની ઉમરના એક પીઠાંવાળાના છોકરાએ કીધી હતી. મહારાણી પોતાના ભરથાર સાથે કોનસતીટ્યુશન હીલ નામની ટેકરી ઉપર હંકારી જતાં હતાં, તેવામાં તેણે તે નામદાર તરફ બે ગોળીઓ ફેંકી હતી, પણ બંને નીષફળ ગઇ હતી. તેની તપાસ થતાં જ્યુરીએ તેને ઘેલો ઠરાવયો, અને નામદાર મહારાણીની મરજી થતાં સુધી તેને એક દેવાનાશાળામાં રાખવાનો હોકમ કરવામાં આવયો હતો. ૧૮૪૨ ની તા૦ ૩૦ મી મેએ, જાન ફરાનસીસ નામનો બાવીસ વરસની ઉમરનો એક જુવાન, જેનો બાપ લનડનની ફરી લેનમાં યંત્ર બનાવનારનું કામ કરતો હતો, તેણે ઉપલીજ ટેકરી ઉપર ઉપલીજ જગોએ નામદાર મહારાણી તરફ પીસટોલ ફોડી હતી. રાજ સામે મોટું ફીતુર કરવાના વાંક પર તેની તપાસ થઇ, અને તેને મોતની ટેંપ મારવામાં આવી પણ પાછળથી તે ફેરવીને તેને જન

મ દેશનીકાલ કરવામાં આવયો હતો. જે દીવસે ઉપલી સજામાં ઘટાડો કરવાની વાત જાહેરમાં આવી, તેજ દીવસે બીન નામના એક ખુંધા છોકરાએ મહારાણીનો જીવ લેવાની બીજી એક કોશીશ કીધી હતી. તે નામદાર બકીંગામના મેહેલમાંથી ચેપલ રાયલનાં દેવલમાં જતાં હતાં, તેવામાં બીને તેમની ગાડી આગલ જઈ એક પીસટલ ધરી, પણ તે તે ફોડે તે અગાઉ પાસે ઉભેલા એક છોકરાએ તેનો હાથ પકડી લીધો હતો. પીસટલમાં ભરેલો સ-જામ દારૂ, ઠીસીઠીસીને દાબેલું કાગજ, અને માટીની બાંડી પીવાની પાઈપના થોડાક ટુકડા હતા. બીનને મીલબેંકની ઉદયોગ શાલામાં અઢાર માસનાં કેદખાનાની સજા કરી મોકલી આપવામાં આવયો હતો. હેમીલટન નામના એક આયરીશ કડીયાએ ૧૮૪૯ ની તા૦ ૧૯ મી મે એ કોનસટીતયુશન હીલ નામની ટેકરી ઊપર દારૂથી ભરેલી પીસટલ નામદાર મહારાણી તરફ ફોડી હતી, જે માટે તેને સાત વરસના દેશનીકાલની સજા કરવામાં આવી હતી. એટલીજ સજા રાબરટ પેત નામના હુસારસ રીજમીટના એક આગલા લેફતેનંટની પદવીના અમલદારને, નામદાર મહારાણી પર હુમલો કરવા માટે કર

વામાં આવી હતી. ડ્યુક આફ કેમબરીજના મેહેલમાંથી એ નામદાર, ૧૮૫૦ ની તા૦ ૨૭ મી મેએ પોતાની ગાડીમાં બાહેર નીકલતાં હતાં, તેવામાં પોતે તે નામદારનાં મોહોડાં પર લાકડીથી ફટકો મારયો હતો. ૧૮૭૨ ની તા૦ ૧૯ મી ફેબરવારીએ આરથર ઓકોનર નામના સતર વરસની ઊમરના છોકરાએ, મહારાણી બાહેર ફરી આવી બકીંગામના મેહેલમાં દાખલ થતાં હતાં, તેવામાં તેમના તરફ એક બાંગેલી અને ભરયા વગરની પીસટલ ફોડી હતી. એ માટે તેને બાર માસનાં કેદખાનાની અને બાંધીમારની સજા થઇ હતી. શેવટની કોશેશ ૧૮૮૨ ની તા૦ ૨૭ મારચે કરવામાં આવી હતી. મહારાણી લંડનની ભેટ લઇ વીંડસરના સતેશન બાતે પોતાની ગાદીમાં દાખલ થતાં હતાં, તેવામાં રોદરીક મેકલીન નામના એક શખસે તેમના તરફ પીસટોલ ફોડી હતી. તે દેવાનો હોવાથી તેને ગુનેહગાર ઠરાવવામાં આવયો નહી હતો, અને મહારાણીની મરજી થતાં સુધી તેને કેદખાને નાખવાનો હોકમ કરવામાં આવયો હતો.

---

# આગળ આપેલા ઇતીહાસ મધેના અને તે ઉપરાંત મહારાણીનાં રાજયનાં પચાસ વરસમા બનેલા ઉતરતા બનાવોની વખતનાં અનુક્રમે નોંધ.

૨૪ મી મે ૧૮૧૯ મહારાણીનો જનમ તેમને હાલ ૬૮ મું વરસ ચાલેછે.

૩-૧-૨૦ મહારાણીના પીતા ડયુક આફ કેંટ મરણ પામયા.

૨૪-૫-૩૭ મહારાણી ઉમરમાં આવયાં.

૨૦-૬-૩૭ મહારાણીનો કાકો રાજા ચોથો વીલયમ મરણ પામયો, અને એ નામદાર ગાદીએ બેઠાં. મહારાણીનો કાકો ડયુક આફ કમબરલેંડ જરમનીના હેનાવર પ્રાંતનો રાજા થયો-મહારાણીનો હક એ પ્રાંત ઉપર તેના કાયદાની રૂયે ચાલી શકયો નહી.

૨૮-૬-૩૮ મહારાણીનો રાજ્યાભીષક પારલામેંટ • તેમને રાજકરતા તરીકે રૂપીઆ ૩૮,૫૦,૦૦૦ નું સાલયાણું બાંધીઆપયું.

૧૮-૩૮-૩૯ ઇંગલંડના મેહેનતુ વરગના લોકોએ મધયમસથીતીના લોકોની સરખા રાજદવારી હકો મેળવવાની ઊસકેરણી ચલાવી. રેલવેનાં બાંધકામો ઇંગલંડમાં મોટા પાયા ઉ

પર ચલાવવામાં આવયાં. વીજલીક તાર ના ખવામાં આવયો. ઇંગલંડ અને અમેરીકા વ ચે સતીમરો ફરતી થઇ.

૧૮૩૯ કાબુલનો કબજો લેવામાં આવયો. ઇંગલંડની પ્રજાની કેળવણીમાં સરકારે નાણા ની મદદ આપવાની પોતાના અમલમાં મુ કવાને પ્રીવી કાઊનસીલની એક કમીટી ઠરાવ વામાં આવી.

૧૯-૧-૩૯ અંગ્રેજોએ એડન ઊપર તોપ નો મારો ચલાવી તેનો કબજો લીધો.

૨૩-૭-૩૯ સર જોનકીને ગીઝની સર કીધું.

૩-૧૧-૩૯ ચમફી ખાતે સમુદરમાં અંગ્રે જો અને ચીનાઓ વચે ઝપાઝપી થઇ. આ થી ચીન સાથે અફીમની દાણ ચોરીના સં બંધમાં લડાઇ શુરૂ થઇ.

૧૬-૧-૪૦ મહારાણીએ જાતે પારલામેંટ ઉઘાડી, અને સેકસ કોબરગ ગોથાના શાહ જાદા આલબરટ સાથે પોતાનું લગન કરવા નો ઠરાવ જાહેર કીધો. કેનેડામાં બળવો થયો. પારલામેંટ મળી. કેનેડાનો બળવો બેસાડી દે વામાં આવયો અને તેનાં રાજબંધણમાં ફેર ફાર કરવામાં આવયો. ઇંગલંડના જુદા જુ દા ભાગો ખાતે એક પેનીના ટપાલ ખરચે કાગળો મોકલવાની યોજના થઇ.

૨-૪૦ નયુ ઝીલાંડનો પાસીફીક માહાસાગરનો ટાપુ અંગ્રેજી રાજ્યનો એક ભાગ થયો.

૧૮૪૧ અફગાનોએ બળવો કીધો–ખાઇબરપાસમાં એક આખું અંગ્રેજી લશકર મારયું ગયું. લોરડ મેલબોરનની સરકારની હાર થઇ. સર રાબરટ પીલ (કનસરવેટીવ) વડો પ્રધાન થયો.

૯-૧૧-૪૧ પ્રીનસ આફ વેલસનો જનમ થયો–યુનાઇટેડ સટેટસના માસાચુસેટસ પરગનાનાં કેમબરીજ શેહેર ખાતે ઇલાઇઆસ હાઉના મના અમેરીકને સીવવાના સંચાની શોધ કીધી.

૨૧-૧-૪૧ લનડનનું "ડેલી નયુઝ" (લીબરલ) વરતમાન પત્ર પેહેલીવાર છપાયું.

૨૭-૮-૪૧ ચીનાઓ કનેથી એમોય લઇ લેવામાં આવયું.

૧૮૪૨ જેનરલ પોલોકે કાબુલની આફતનું વેર લીધું.

૧૦-૩-૪૨ ચીનાઓને નીંગપો ખાતે હરાવવામાં આવયા.

૧૯-૬-૪૨ અંગ્રેજોએ શાંગાહી સર કીધું.

૨૧-૭-૪૨ અંગ્રેજોએ સર હયુગફના હાથ હેઠળ ચીનકીયાંગનો કબજો લીધો.

૨૬-૮-૪૨ ચીન સાથે સુલેહ કરવામાં આવી, જેની રૂએ હાંગકાંગનો ટાપુ અંગ્રેજોએ શરણ કરવામાં આવયો.

૨૯-૮-૪૨ નામદાર મહારાણી સકાટલંડ ની મુલાકાતે પેહેલીવાર ગયાં. સીંધ પ્રાંત અંગ્રેજી રાજ સાથ જોડી નાખવામાં આવયો.

૧૮૪૩ આયરીશ આગેવાન દાનયલ ઓ કોનેલે ઇંગલંડ અને આયરલંડ વચેનું જોડાણ રદ કરાવવાની ઉસકેરણી ચલાવી.

૧૭-૨-૪૩ સર ચારલસ નેપીયરે સીંધ ના અમીરોને મીયાનીની લડાઇમાં હરાવયા.

૨૫-૩-૪૩ ટેમસ નદી નીચે ખોદેલો ભુગદો રાહદારીઓ માટે ખોલો મુકાયો.

૧૨-૪૬ ગવાલીયરમાં લડાઇ થઇ-મહારાજપુર અને પનીયારની લડાઇમાં અંગ્રેજો ફતેહપામયા.

૧૮૪૫ સીખ લોકો સાથે પેહેલી લડાઇ મુદકી ફીરોઝશાહ અને સોબરાઓની મોટીલડાઇ થઇ.

૨૪-૫-૪૫ સર જોન ફ્રેંકલીન આરકટીક મહાસાગરમાં ત્રીજીવાર શોધખોળ કરનારો કાફલો લઇ ગયો.

૪-૬-૪૫ મેકસીકોએ યુનાઇટેડ સટેટસ સામે લડાઇ જાહેર કીધી.

૯-૩-૪૬ સીખ લોકો સાથે સુલેહના કરાર થયા. જાણીતા વામણજી જેનરલ ટામ થંબે (ચારલસ સ્ટ્રેતન) ઇંગલંડની પેહેલીવાર મુલાકાત લીધી.

૩-૪૬ ઇંગલંડમાં મોટો વેપાર સંબંધી ગભરાટ ચાલયો.

૨૫-૬-૪૬ અનાજને લગતા ઇંગલંડના કાયદાઓ કાહાડી નાખવામાં આવયા. લારડ જાન રેસલ (લીબરલ) વડો પ્રધાન થયો. આયરલંડમાં દુકાલ ચાલયો.

૧૦-૪-૪૮ મેહેનતુ વરગના લોકો જેઓ વચલા વરગના લોકોના સરખા હકો મેળવવા ઇછતા હતા, તેઓની દોહોડ લાખ માણસોની લનડનમાં સભા મળી. ડયુક આફ વેલીંગટનને તે પ્રસંગે લશકરી તઇયારીઓની દેખરેખ સોંપવામાં આવી.

૧૮૪૮ ફરાનસમાં રાજદવારી ઉથલપાથલથઇ.

૯-૪૮ હંગેરી દેશમાં રાજદવારી ઉથલપાથલ શુરૂ થઇ. આયરલંડમાં બળવો થયો જે તરત સમાવી દેવામાં આવયો.

૧૧-૧૨-૪૮ લુઇ નેપોલીયનને ફરેંચ પ્રજાસતાક રાજયનો પ્રમુખ ઠરાવવામાં આવયો.

૬-૨-૪૯ સીખ લોકો સાથની બીજી વારની લડાઇ-ગુજરાતની લડાઇ થઇ.

૨૯-૩-૪૯ પંજાબ પ્રાંતને અંગ્રેજી રાજ સાથ જોડી નાખવામાં આવયો.

૧૯-૫-૪૯ હેમીલટન નામના એક આયરીશે મહારાણીનો જીવ લેવાની કોશીશ કીધી.

૭-૪૯ સર રાબરટ પીલ મરણ પામયો.

૮-૪૯ મહારાણીએ પોતાના ભરથાર સાથે આયરલંડની ભેટ લીધી.

૨૮-૮-૪૯ ફરાનસનો પદભરષટ રાજા લુઇ ફીલીપ ઇંગલંડમાં મરણ પામયો.

૧૮૫૦ રોમના પોપે ઇંગલંડમાં કેથલીક સતા સથાપવાની કોશિશ કીધાથી ઇંગલંડમાં ઉસકેરણી ચાલી.

૨૭-૫-૫૦ રાબરટ પૈત નામના એક અંગ્રેજે મહારાણીનો જીવ લેવાની કોશિશ કીધી.

૨૩-૪-૫૦ કવી વરડસવરથ ૮૦ વરસની ઊમરે મરણ પામયો.

૨૧-૮-૫૦ મહારાણીએ બેલજીયમની ભેટ લીધી.

૧૨-૫૦ દક્ષીણ આફરીકામાં કાફીર લોકો સાથ લડાઇ થઇ.

૧-૫-૫૧ લનડન ખાતે પેહેલું દેશ પ્રદેશનું પ્રદરશન ઊઘાડવામાં આવયું.

૩૦-૩-૫૧ ઇંગલંડ, વેલસ સકાટલંડ તથા આયરલંડની વસતીની છઠીવારની ગણતરી લેવાઇ. કુલે વસતી ૨,૭૬,૩૭,૭૬૧ ની ગણાઇ.

૧૪-૭-૫૧ લીવરપુલ ખાતે અલસટરના ઓરેંજ પક્ષના લોકોએ સરઘસ કાહાડયું; તેથી ભયંકર હુલડ થયું.

૧૩-૧૧-૫૧ ડોવર અને કેલે વચે સમુદરની હેઠળ તારનું દોરડું નાખવામાં આવયું.

૨૬-૨-૫૨ આયરીશ કવી ટામસ મુર મરણ પામયો.

૧૯-૫-૫૨ અંગ્રેજોએ રંગુન સર કીધું.

૧૪-૭-૫૨ બેલફાસટ આતે ભયંકર ધર્મ સંબંધી હુલડો થયાં.

૨-૧૨-૫૨ લુઈ નેપોલીયન ફરેંચોના શેહેનશાહ તરીકે જાહેર થયો.

૨૦-૧૨-૫૨ બરમા સાથ બીજીવાર લડાઈ થઈ-પેગુનો પ્રાંત અંગ્રેજી રાજ સાથ જોડી નાખવામાં આવયો.

૨-૫૩ લારડ દારબીનો (કનસરવેટીવ) વડા પ્રધાન તરીકેનો પેહેલીવારનો અમલ. નયુ ઝીલાંડના ટાપુને નવુ રાજબંધણ આપવામાં આવયું.-જાહેર ખબરો ઊપરનો કર કહાડી નાખવામાં આવયો. સાબુ ઊપરનો કર કહાડી નાખવામા આવયો.

૧૬-૪-૫૩ મુંબઈથી થાણા સુધી હીંદુસતાનમાં પેહેલો રેલવે સડક ઊઘડયો.

૧૭-૭-૫૩ લનડનના બગીવાલાઓએ હડતાલ શુરૂ કીધી.

૯-૫૩ વાટરલુની લડાઈ જીતનારો અંગ્રેજ સરદાર. ડયુક આફ વેલીંગટન મરણ પામયો.

૧૧-૫૩ લારડ એબરડીને લીબરલ અને કનસરવેટીવોનું ભેગું પ્રધાન મંડલ ઊભું કીધું.

૩-૫૪ ઈગલંડ અને ફરાનસે રૂશયા સામે લડાઈ જાહેર કીધી.

૧૧-૩-૫૪. મહારાણીએ બાલટીક સમુદર માહેલા અંગરેજી કાફલાની તપાસ લીધી.

૨૦-૯-૫૪ અંગ્રેજ અને ફરેંચ લશકરોએ કરાઇમીયાના દવીપકલપ ઉપર ચડડાઇ કીધી, અને આલમાની લડાઇમાં રૂશયનોને હરાવયા. સીબાસટાપોલના કીલાને ઘેરો ઘાલવામાં આવયો.

૨૫-૧૦-૫૪ રૂશયનોને બલકલાવાની લડાઇમાં હરાવવામાં આવયા.

૫-૧૧-૫૪ રૂશયનોની ઇનકરમેનની લડાઇમાં હાર થઇ.

૨-૫૫ લારડ પામરસટન વડો પ્રધાન થયો. રૂશયન શેહેનશાહ નીકોલેશ મરણ પામયો.

૨૯-૬-૫૫ લન્ડનનું "દેલીટેલીગ્રાફ" પત્ર નીકલવા માંડયું

૯-૫૫ સીબાસટાપોલના કીલાપર શેવટને તોપનો મારો ચલાવવામાં આવયો. રૂશયનો એ શેહેરની ઊતર બાજુએ લશકરી કળાનો બાહોશી ભરયો ઊપયોગ કરી નીકળી ચુલયા.

૧૦-૫૫ ચાંચયાચોરીના સંબંધમાં ચીન સાથ લડાઇ ઊભી થઇ.

૭-૨-૫૬ આઊદ પ્રાંતને અંગ્રેજી રાજ સાથ જોડી નાખવામાં આવયો.

૨૬-૨-૫ પારીસ ખાતે મોટાં રાજયોના પ્રતીનીધીઓની સભા મળી-રૂશયા સાથ સુલેહના કરાર કરવામાં આવયા. (મારચ, ૩૦મી)

૫-૩-૫૬ લનડનની કોવેંટ ગારડન થીયેટર આગથી નાશ પામી.

૧૯-૨-૫૭ ઇંગલંડના યોરક પ્રગણામાં બારનસલીની કોલસાની ખાણમાં અકસમાત થી ૧૮૯ જીવનો ઘાત થયો. સરકારની હાર થઇ-ચુંટણીના પરીણામથી લારડ પામરસટન પાછો વડો પ્રધાન થયો.

૪-૫૭ ઇરાન સાથે એક નાની લડાઇ થઇ.

૧૪-૪-૫૭ ઇરાન સાથે સુલેહના કોલકરાર નકી કરવામાં આવયા.

• ૫-૫૭ હીંદુસતાનમાં બળવો થયો. બળવા ખોરોએ દીલહીનો કબજો લીધો અને કાનપુર ખાતે અંગ્રેજોની કતલ ચલાવી.

૫-૫-૫૭ મહારાણીના ભરથારે મેનચેસટર ખાતે "હુનરના ખજાના" નું પ્રદરશન ભરયું.

૨૬-૬-૫૭ મહારાણીએ લનડનના હાઇડ પારકમાં વીકટોરીયા કરાસના એનામો વહેંચયા.

૨૭-૪-૫૮ ઇટલી અને આસ્ત્રીયા વચે લડાઇ શુરૂ થઇ. આસ્ત્રીયનોએ ત્રીચીનો નદી ઓલંગી.•

૧-૫-૫૮ હીંદુસતાન શાંત થયું તે માટે ઇંગલંડમાં જાહેર ઇશવરપ્રાથના કરવામાં આવી.

૮-૫૮ હીંદુસતાનનો બળવો પુરેપુરો સમીગયો.

૧૭-૧૧-૫૭ કેંમેલ લખનારનો ઘેરો ઊઠાવયો.

૧૮૫૮ લારડ દારબી બીજી વાર (કનસરવેટીવ) વડો પ્રધાન થયો.

૫-૮-૫૮ આયરલંડમાં વાલેનશીયા શેહેર અને અમેરીકાનાં નયુ ફાઊંડલેંડ ટાપુ વચે આટલાનટીક મહાસાગર ઊપર પેહેલું દોરડું નખાયું; મહારાણી તથા યુનાઇટેડ સટેટસના પ્રેસીડંટે સંદેશા આપ લે કીધા. ફરેંચ શેહેનશાહ નેપોલીયન અને તેની બાનુએ મહારાણીની મુલાકાત લીધી. એજ માસમાં મહારાણીએ ફરાનસની નજરનાં શેરબરગનાં બંદરની મુલાકાત લીધી.

૧-૯-૫૮ લારડ પામરસટનની સરકારે હીંદુસતાન રાજ કમપનીના હાથમાંથી લઇ મહારાણીને હસતક આપવાનો ધારાનો ખરડો જાનેવારીમા દાખલ કીધો હતો, તે પસાર થયો.

૧૧-૫૮ મહારાણીએ હીંદુસતાનમાં પોતાનાં નામનો ઢંઢેરો ફેરવયો. મી૰ ગલાડસતને ગ્રીસની મુલાકાત લઇ આયોનીયન ટાપુઓને તે દેશ સાથ જોડી નાખવાની ભલામણ કીધી, જે પ્રમાણે ૧૮૬૪માં અમલ કરવામાં આવયો હતો.

૨-૫૯ પારલામેંટની ચુંટણી થઇ, જેનાં પરીણામ લારડ પામરસટન ફરી એકવાર વડો પ્રધાન થયો.

૨૮-૧૨-૫૯ નામીચો અંગ્રેજ ઇતીહાસ કરતા અને રાજદવારી લારડ મેકાલે મરણ પામયો.

૧૧-૫-૬૦ જેનરલ ગારીબાલડી સીસીલી ટાપુમાં ઊતરયો અને ત્રણ દીવસ પછી ઇટલીનો "ડીકટેટર" (રાજ સભાનો વડો) થયો.

૨૩-૩-૬૦ મહારાણીએ હાઇડપારકમાં ૧૮,૦૦૦ વાલનટીયરોની કવાયદ તપાસી.

૨-૭-૬૦ બંદુકનો બાર કરવાનો અખાડો ઇંગલંડની નેશનલ આસોસીએશન તરફથી વીમબલડન ખાતે થયો.

૨૪-૭-૬૦ નામદાર પ્રીનસ આફ વેલસ કેનેડા અને યુનાઇટેડ સટેટસની મુસાફરીએ નીકળયો.

• ૭-૧૧-૬૦ વીકટર ઇમેનયુઅલ ઇટલીના રાજા તરીકે નેપલસમાં દાખલ થયો, અને ગારીબાલડીએ રાજસભાના વડાનો અખતયાર મુકી દીધો.

૧-૬૧ ફરાનસ અને ઇંગલંડ વચ્ચે મી૦ રીચરડ કાબદનની મારફતે વેપાર સંબંધી કોલકરાર થયા. હીંદુસતાનના વાવય પ્રાંતોમાં પાકની નીષફલતાને લીધે ભયભરેલો દુકાળ ચાલયો.

૨૫-૬-૬૧ "સટાર આફ ઇંડયા" નો એતાબ સથાપવામાં આવયો.

૧૬-૯-૬૧ પોસટ આફીસ સેવીંગસ બેંક ઇંગલંડમાં સથાપવામાં આવી.

૧૧-૬૧ કરજદારને બંદીખાને નાખવાની રૂઢીનો અટકાવ કરવામાં આવયો.

૧૪-૧૨ મહારાણીનો ભરથાર પ્રીનસ આલબરટ અચબુચ મરણ પામયો.

૫-૯-૬૨ મેશરસ ગલેશીવર અને કોકસ વેલનું બલુન (વીમાન) નજદીક સાત માઇલની ઊંચાઇએ ચહડયું હતું.

૫-૧૦-૬૨ ગ્રીસના રાજા પેહેલા ઓથોને ગાદીએથી ઊઠાડી મુકવામા આવયો.

૧૦-૧-૬૩ લનડનની જમીનની હેઠલ બાંધેલા રેલવે ઊઘાડવામાં આવયો.

૨૨-૧-૬૩ પોલ લોકોએ વારસા ખાતે બળવો શુરૂ કીધો.

૩-૨-૬૩ દેનમારકના પ્રીનસ આલફરેડને ગ્રીસનો રાજા ઠરાવવામાં આવયો.

૧-૬૪ દેનમારક અને પરશીઆ વચેની લડાઇમાં આસ્ત્રીયા પરશીયા સાથ જોડાયું.

૧૦-૮-૬૪ બેલફાસટ ખાતે કાથલીકો અને પ્રાતેસટંટો વચે સખત ઝપાઝપીઓ થઇ; એ બખેડો એક પખવાડયું ચાલુ રહયો અને તેમાં ઘણાઓ મારયા ગયા તથા ઘાયલ થયા

૧-૧૦-૬૪ ઇંગલંડમાં વુલીચની નજદીક બેલવેડીયરની દારૂગોલો રાખવાની વખારમાં મોટો ભડાકો થયો.

૧૩-૬૫ હીંદુસતાન અને ઇંગલંડ વચે તારનાં દોરડાં નાખવામાં આવયા.

૧૪-૪-૬૫ અમેરીકન પ્રેસીડંટ લીનકનને વાશીંગટન ખાતે વીલકસબુથ નામના શખસે ગોળીથી વીંધી નાખયો.

૯-૫-૬૫ ડબલીનનું દેશપ્રદેશનું પ્રદરશન નામદાર પ્રીનસ આફ વેલસે ખોલું મુકયું.

૬-૭-૬૫ પારલામેંટ બરખાસત કરવામાં આવી. ઘણા લીબરલો વધુ મત લઇ પાછા સતા પર આવયા. લારડ પામરસટન વડો પ્રધાન થયો.

૧૮-૧૦-૬૫ લારડ પામરસટન ૮૧ વરસની ઊમરે મરણ પામયો. અરલ રસલ લીબરલ વડો પ્રધાન થયો—મી० ગલાડસટન નાણાખાતાનો વડો થયો.

૧-૨-૬૬ મહારાણીએ પોતે પારલામેંટ ઊઘાડી

૧૫-૩-૬૬ આયરીશ ફીતુરીઓએ કેનેડા ઊપર ચઢાઇ કરવાની ધમકી આપી. ૧૦,૦૦૦ વાલંટીયરોને તઇયાર કરવામાં આવયાં. મી० ગલાડસટને ચુંટણીના હકનો વીસતાર, વધારનારો ધારાનો ખરડો દાખલ કીધો, પણ જુલાઇમાં તે પાછો ખેંચી લેવો પડયો. ઓવરેંડ અને ગરનીની નામીચી પેહેડીએ દીવાલું કાહાડયું અને તેની પાછળ બીજી પેહેડીઓ ભાગી પડી.

૨૨-૫-૬૬ ઝાડ પાનની વીદયાના સંબંધમાં દેશપ્રદેશના પ્રતીનીધીઓનું કાનગ્રેસ ભરાયું.

૧૮-૬-૬૬ પરૂશીયાએ આસ્ત્રીયા સામે લ ડાઇ જાહેર કીધી.

૨૦-૬-૬૬ ઇટલીએ આસ્ત્રીયા સામે લ ડાઇ જાહેર કીધી.

૭-૬૬ લારડ દારબી કનસરવેટીવ વડો પ્ર ધાન થયો.

૨૩-૭-૬૩ પારલામેંટમાં પ્રતીનીધીઓ મોકલવાના ધારણુમા સુધારો કરવાનાં માગ ણી કરવાને હાઇડપારકમાં રાક્ષસી સભા મળી.

૨૭-૭-૬૬ યુરોપ અને અમેરીકા વચે તારનું દોરડું નખાયું.

૩૦-૧૨-૬૬ લનડનના કરીસટલ મેહેલ ની ઉપરની પાંખ આગથી નાશ પામી.

૧૮૬૭ દક્ષીણ આફરીકાનાં કેંપ કોલોનીનાં સંસથાનમાં હીરાઓ હાથ લાગયા.

૮-૬૭ પારલામેંટમાં પ્રતીનીધીઓ મોકલ વાનાં ધારણુમાં સુધારો કરવાનો કાયદો પસા ર કરવામાં આવયો.

૨૫-૮-૬૭ નામીચો વીદવાન માઇકલ ફા રાદે મરણુ પામયો.

૧૮-૯-૬૭ મેનચેસટર ખાતે આયરીશ ફીનુ રી બંધવાઓને જબરીથી છોડવવાની કોશેશ થઇ.

૧૦-૬૭ આબીસીનીયા સામે ચડાઇ લ ઇ જવામાં આવી.

૨૩-૧૧-૬૭ મેનચેસટર ખાતે તોફાન કરનારા આયરીશોને ફાંસી દેવાંમાં આવયા. શેફીલડ, મેનચેસટર અને બીજાં મોટાં શેહેરો ખાતે વેપારી મંડલીઓનાં તોફાનથી દેશમાં ત્રાસ વરતી રહયો. તરકીનો સુલતાન અબદુલ આઝીઝ ઇંગલંડની મુલાકાતે આવયો.

૬-૧૨-૬૭ નામદાર મહારાણીની નાટકશાળા, રાયલ ઓપેરા હાઊસ આગથી નાશ પામયું.

૧૮૬૮ લારડ દારબી જાહેર કામકાજથી દુર થયો અને મી૦ ડીઝરાયલી વડો પ્રધાન થયો.

૧૩-૪-૬૮ લારડ નેપીયરે મગદલાના કીલા ઊપર હુમલો કીધો. આબીસીનીયાના રાજા થીયોદોરે પોતાના હાથથી આપઘાત કરયો.

મી૦ ગલાડસટને સરકારની વીરૂધ આયરલંડનાં ધરમનાં મકાનોના સંબંધમાં કેટલાક ઠરાવો પસાર કરાવયા. પારલામેંટની ચુંટણી થઇ, જેમાં કનસરવેટીવોએ જબરી હાર ખાધી.

૮-૬૮ મહારાણીએ સવીટઝરલાંડમાં એક ખાનગી બાઇ તરીકે મુસાફરી કીધી. આયરલંડમાં એક રેલવેનો અતી ભયંકર અકસમાત થયો-ત્રીસ માણસો જીવતાં બળી મરણ પામયાં.

૧૦-૧૨-૬૮ પારલામેંટ ઊઠી. મી૦ ગલાડસટન પેહેલી વાર વડો પ્રધાન થયો. આયરલંડનો રાજવહીવટ આયરીશ માગણીઓને અનુસરીને ચલાવવાની શુરૂઆત થઈ.

૧-૩-૬૯ આયરલંડના ધરમનાં મકાનોરા સ તરફનાં ખાતાં ગણાતાં બંધ કરવાનો ઠ રા મી૦ ગલાડસટન દાખલ થયો અને જુ લાઇમાં પસાર કરાવયો.

૨૩-૭-૬૯ ઉદારતા માટે પ્રખીધ થયલા અ મેરીકન જયારજ પીબાડીનું બાવલું નામદાર પ્રીનસ આફ વેલસે લનડનમાં ખોલું મુકયું મી૦ પીબાડી તા૦ ૪ થી નવેમબરે મરણ પામયો. પોતાનાં વસીયતમાંતેણે લનડનનાં ગરીબોની સથીતીના સુધારા અરથે પચાસ લાખ રૂપયાની બક્ષીસ આપી હતી.

૨૩-૧૦-૬૯ લારડ દારબી મરણ પામયો.

૧૭-૧૧-૬૯ સવેઝની નેહેર આસ્ત્રીયાના શેહેનશાહ, ફરેંચોની શેહેનશાહબાનુ અને ઈજીપતના વાઇસરાયની હજુરમાં ખોલી મુક વામાં આવી.

૧૫-૨-૭૦ આયરલંડના ખેડુતો અને જ મીનદારો વચેનો સંબંધ સુધારવાને મી૦ ગ લાડસટને તે દેશની જમીનને લગતો કાયદો આમની સભામાં દાખલ કીધો, જે આગસ ટમાં પસાર થયો.

૧૫-૭-૭૦ ફરાનસે જરમની સામે લડાઇ જાહેર કીધી.

૯-૮-૭૦ ઇંગલંડની શુરૂઆતની કેળવ ણીનાં ધોરણમાં સુધારો કરનારો ધારાનો

ખરડો પસાર કરવામાં આવયો. ઇંગલંડના કાફલાના વહીવટના સંબંધમાં અગતના સુધારા કરવામાં આવયા.

૬-૯-૭૦ ફરાનસ અને જરમની લડાઇ- સેદાન શેહેર પડયું. ફરંચ શેહેનશાહ ત્રીજો નેપોલીયન પરૂશીયાનાં રાજાએ શરણે ગયો.

૧-૧૦-૭૦ સનદી નોકરીમા દાખલ થવા માટે હરીફાઇની પરીક્ષા ફરજયાત તરીકે ઠરાવવામાં આવી.

૧૮-૧-૭૧ પરૂશીયાનો રાજા વીલયમ ૧ લો ફરાનસમાં વરસાલસ ખાતે જરમનીનો શેહેનશાહ જાહેર થયો.

૩-૪-૭૧ ગ્રેટ બરીટન અને આયરલંડની વસતીની આઠમી વારની ગણતરી લેવાઇ. વસતી ૩,૧૮,૧૭,૧૦૮ ની ગણાઇ.

૧૩-૭-૭૧ નાદાર થયલા ઊમરાવોને પારલામેંટમાં બેસવાને અથવા તેમાં મત આપવાને નાલાયક ઠરાવનારો કાયદો કરવામાં આવયો.

૧૦-૧૧-૭૧ જાણીતા આફરીકન મુસાફર મી૦ હેનરી સતાનલીએ ડાકટર લીવીંગસતાનને ઘુજીજી ખાતે શોધી કાહાડયો. નામદાર પ્રીનસ આફ વેલસે સખત બીમારી ભોગવી.

૧૨-૭૧ અમેરીકા તથા ઇંગલંડ વચેના વાંધાનો જીનીવાની કોરટે ફડચો કરી ઇંગલં

ડ કને દંડ અપાવયો " રેલવેનો રાજા જ યોરજ હાડસન મરણ પામયો.

૫-૨-૭૨ ટપાલ ખાતાંના સંબંધમાં વી જળીક તાર પ્રથમ નાખવામાં આવયા.

૨૭-૨-૭૨ પ્રીનસ આફ વેલસ માંદગી માંથી ઊઠયો તે માટે જાહેર રીતે ઈશવર પ્રાર થના કરવામાં આવી. મહારાણી, પ્રીનસ, તેની બાનુ, દરબાર, અને પારલામેંટ દબદબા સાથે સેંટ પાલના દેવળમાં પધારયાં.

૧૮૭૩ આયરલંડને સવરાજ આપવાની હીમાયત કરનારો પક્ષ સરકારને ત્રાસ આપ વા લાગયો. ફરાનસનો માજી શેહેનશાહ ને પોલીયન ત્રીજો મરણ પામયો.

૬-૭૩ ઇરાનના શાહ નસરૂદદીને ઇંગલંડ ની ભેટ લીધી.

૯-૭૩ આફ્રીકાની પુરવે આશાનતીનાં દેશી રાજય સાથે લડાઇ થઈ.

૧૮૭૪ મી૦ ડીઝરાયલી બીજીવાર વડો૦ પ્ર ધાન થયો. બંગાળમાંભારે દુકાળ ચાલયો. ત્રણ કરોડ અને નેવું લાખ દેશીઓ સંકટ માં આવી પડયા.

૨૮-૨-૭૪ તીચબોરનના મુકદમાનું શેવ ટ આવયું.

૫-૭૪ રૂશયન શેહેનશાહે મહારાણીની ભે લીધી.

૬-૧૦-૭૪ મી૦ બરાડલાને પારલામેંટમાં દાખલ કરવામાં નહી આવયો તે માટે નોર થેમપટન ખાતે હુલડો થયાં; લશકરીઓએ તે દાબી નાખયાં.

૩-૧૨-૭૪ ફરાનસ અને જરમની વચેની છેલી લડાઇમાં "અંગ્રેજોએ ફરેંચોને આપેલી મદદ માટે ફરેંચ પ્રજાએ" મહારાણીને, પોતાના આભારનાં ચીનહ તરીકે માનપત્ર આપયું.

૬-૭૫ જંજીબારનો સુલતાન સઇયદ બારગાશ ઈંગલંડની મુલાકાતે ગયો.

૧૦-૭૫ નામદાર પ્રીનસ આફ વેલસે હીંદુસતાનમાં મુસાફરી કીધી.

૨૫-૧૧-૭૫ સવેઝ કનાલ કમપનીના ચાર કરોડના શેરો ઈંગલંડની સરકારે ઇજીપટના એડીવ કનેથી ખરીદયા.

૧-૫-૭૬ નામદાર મહારાણીએ "હીંદુસતાનના શેહેનશાહબાનુ"નો એલકાબ ધારણ કીધો.

૯-૫-૭૬ બલગેરીઆમાં બાશી બાઝુક સીપાઇઓએ બતાક ખાતે કતલ ચલાવી. બલગેરીયન ખુનામરકી છેલી ટોચપર જઇ પુગી.

૫-૪-૭૭ દક્ષીણ આફરીકામાં કેપ તાઉન ખાતે પ્રદરશન ખુલું મુકવામાં આવયું. દક્ષીણ આફરીકામાં ત્રાનસવારનો પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાખવામાં આવયો.

૨૪-૪-૭૭ રૂશયાએ તરકી સામે લડાઇ જાહેર કીધી.

૧૨-૭૦ પલેવના પડયું.

૧૮૭૮ મી૦ પારનેલ હોમ રૂલ પક્ષના વડા તરીકે પોતાનું બળ દેખાડવા માંડયું. રૂશીયા અને તરકી વચ્ચે સેનશતેફાનોના કોલકરાર થયા.

૫-૭૮ રૂશયા અને તરકી વચ્ચેના વાંધાનો નીકાલ કાહડવાને મોટાં રાજયોના પ્રતીનીધીઓનું કાનગ્રેસ બરલીનમાં મળયું. બરલીનના કોલકરાર થયા. સાઇપ્રસનો ટાપુ અંગ્રેજોને બરલીનના કોલકરારથી, મળયો.

૧૦-૭૮ સીટી આફ ગલાસગો બેંકે દીવાળું ફુકયું.

૧૧-૭૮ આફગાનીસતાન સાથે અંગ્રેજોને નવી લડાઇ શરૂ થઇ.

૨૨-૧-૭૯ દક્ષીણ આફરીકાગાં ઝુલુ લોકો સાથ લડાઇ થઇ. ઇસન ધલવાનાની લડાઇમાં સેંકડો અંગ્રેજો કપાઇ મુવા.

૫-૭૯ યાકુબખાન સાથે ગનદામક આગળ અંગ્રેજોએ સુલેહ કીધી.

૨૦-૬-૭૯ ઝુલુ લોકો સાથની લડાઇમાં અંગ્રેજો ભેગા લડતાં ફરાનસનો પ્રીનસ ઇમપીરીયલ મારયો ગયો.

૭-૭૯ અયુબખાને અંગ્રેજ સરદાર જેનરલ બરોઝને મયવંદની લડાઇમાં હરાવયા.

૨૮-૮-૭૯ ઝુલુઓનો રાજા સેતેવાયો મ જર મારતરના હાથમાં પકડાયો.

૧૦-૭૯ કાબુલ ખાતેના એલચી સર લુઇશ કેવેનરીને કતલ કરવામાં આવયો. જેનરલ રાબરટસે અયુબખાનને કંદહાર તરફ આગલ વધતો અટકાવીને સખત હાર આપી.

૨૪-૧૨-૭૯ અંગ્રેજી લશકરે કાબુલનો કબજો ફરીથી લીધો.

૨૪-૩-૮૦ પારલામેંટ બરખાસત કરવામાં આવી. મી૦ ગલાડસટન બીજીવાર વડો પ્રધાન થયો. પારલામેંટમાં મી૦ બરાડલાને દાખલ કરવાને લગતી ખટપટ ચાલી.

૪-૭-૮૦ ઉલુંદીની લડાઇમાં ઝુલુઓનો રાજા સેતેવાયો હારયો અને કેદ પકડાયો. અફઘાનીસતાનના અમીર તરીકે અબદુલ રેહેમાનને ઠરાવવામાં આવયો.

૧૨-૮૦ દક્ષીણ આફરીકામાં ત્રાનસવારના બોઅર લોકોએ અંગ્રેજો સામે બળવો કીધો. અંગ્રેજોએ ત્રણ લડાઇમાં સખત હાર ખાધી. ડબલીન ખાતે મી૦ પારનેલ અને તેના મીત્રોની ફીતુર કરવાના આરોપ ઉપર તપાસ ચાલી. આયરલાંડનો મામલો બારીક થઇ પડયો.

૨-૮૧ આયરલાંડને દબાણ રાખવાને લગતો કાયદો બાંધવામાં આવયો.

૫-૨-૮૧ નામીચો ઇંગ્રેજ ઇતીહાસ કરતા ટામસ કારલાઇલ મરણ પામયો.

૧૩-૩-૮૧ રૂશયન શેહેનશાહ બીજા એલેકઝાંડરનું ખુન થયું.

૭-૪-૮૧ આયરલાંડના જમીનદારોને લગતો નવો કાયદો દાખલ કરવામાં આવયો, જે આગસટમાં પસાર થયો. મી૰ બરાડલાને આમની સભામાં દાખલ કરવાના સંબંધની ખટપટ ઊપરથી પારલામેંટમાં સરમભરેલા દેખાવો થયા. મી૰ પારનેલ અને તેના સાથીઓની તપાસ પુરી થઇ અને તેઓ ફતેહમંદ ઊતરયા. જમીનદારોને લગતા નવા કાયદાને તેઓએ વખોડી કાહાડયો. મી૰ પારનેલ અને તેના પાંચ હમસરીકોને કીલમેનહેમની તુરંગમાં નાખવામાં આવયા.

૧૯-૪-૮૧ લારડ બીકનસફીલડ મરણ પામયો. આયરલંડની "લેંડ લીગ" નામની મી૰ પારનેલની મંડળીને ફીતુરી જાહેર કરવામાં આવી. આયરીશ નેશનલ લીગની સથાપના થઇ.

૨-૭-૮૧ અમેરીકન પ્રેસીડંત ગારફીલડનું ખુન થયું.

૨૩-૩-૮૨ અમેરીકન કવી લાંગ ફેલો મરણ પામયો.

૧૯-૪-૮૨ માણસ જાતની ઊતપતીને લ ગતી વીદવાનો નામાંચો અભયાસી ચારલસ દારવીન મરણ પામયો.

૫-૮૨ મી૦ પારનેલ અને તેના મીત્રોને ચોકસ શરતોથી છોડી મુકવામાં આવયા.

૬-૫-૮૨ આયરલંડના ચીફ સેકરેટરી લા રડ ફરેડરીક કેવેંડીશ અને તેના મદદનીશ મી૦ બરકનું દબલીન ખાતે ફીનીકસપારક મા ખુન થયું.

૧૧-૫-૮૨ આયરલંડમાં અપરાધો અ ટકાવનારો એક સખત કાયદો કરવામાં આવ યો. આયરલંડના ખેડુતોના લાભ માટે એક બીજો ધારાનો ખરડો મી૦ ગલાડસતને દા ખલ કીધો, જે આગસત માસમાં કાયદા રૂ પે પસાર થયો. મહારાણી મેનતોન ખાતે એક મહીનો રહેવા ગયાં.

૧૭-૫-૮૨ આરાબી પાશાએ મીસર માં બળવો કીધો. અંગ્રેજી તથા ફરેંચ કાફલા ઓને એલેકઝાનડરીયા ખાતે મોકલી આપવા માં આવયા.

૨-૬-૮૨ જેનરલ ગીયુસેપી ગારીબાલ ડી મરણ પાંમયો.

૧૧-૬-૮૨ એલેકઝાનડરીયામાં હુલડ થયું અને તયાં વસતા યુરોપયનો મીસર દેશ છો ડી આવવા લાગયા.

૧૧-૭-૮૨ અંગ્રેજી કાફલાએ એલેકઝાન ડરીયા ઊપર તોપનો મારો ચલાવયો. આરા બી પાશાના પક્ષકારો એલેકઝાનડરીયાવાળો યુરોપયન વસતીનો ભાગ બાળી નાખીને તે શેહેર છોડી ચાલયા.

૩-૮-૮૨ ઝુલુઓના રાજા સેતેવાયોની ના મદાર મહારાણીએ મુલાકાત લીધી.

૧૦-૧૦-૮૨ તેલ-અલ-કબીર ખાતે અં ગ્રેજોએ રાતના વખતે ઇજીપસીયન હુલડખો રો ઉપર હુમલો કરી તેમને હરાવયા.

૧૪-૧૦-૮૨ ઇજીપશીયન હુલડખોરોને કેરો શેહેરને આગ લગાડતાં અટકાવવામાં આવયા.

૧૮૮૩ દબલીનમાં ફીનીકસ પારક ખાતે થયલાં ખુનમાં ભાગ લેનારાઓને ફાંસી દે વામાં આવયા; તેમના મદદનીસોને જનમ કે દખાનાની સજા કરવામાં આવી.

૧૩-૩-૮૩ લનડનની લોકલ ગવરમેંટ બોરડની તથા "ધી ટાઇમસ" પત્રની આફી સોને ડીનેમાઇટથી ઊરાડી મેલવાની કોશિશ કરવામાં આવી. મી૦ બરાડલાને આમની સ ભામાં દાખલ કરવાને લગતી ખટપટ ઉપરથી મી૦ ગલાડસટને સભાના અધીકારીઓએ સપત લેવાને લગતો એક ધારાનો ખરડો દા ખલ કીધો, જે નીષફલ નીવડયો.

૭-૫-૮૩ ઈંગલંડની ગાયન વીદયાની બા દશાહી કાલેજ ઉઘાડી મુકવાની કીરયા નામ દાર પ્રીનસ આફ વેલસે કીધી.

૧૨-૫-૮૩ લનડનમાં માછલીઓને લગ તું સંગ્રહસથાન ખોલું મુકવામાં આવયું.

૩-૧૧-૮૩ સુદાનનો બળવો. માહાદીએ હીકસ પાશાના હાથ હેઠળનાં અંગ્રેજી લશક રનો સદંતર નાશ કરી નાંખયો.

૪-૨-૮૪ સુઆકીમ નજદીક અલતેબ ખા તે માહાદીએ, બેકર પાશાના હાથ હેઠલનાં ઇ જીપશીયન, બાશીબાઝુક અને સીંધીઓના લશકરને કાપી નાખયું.

૨૯-૨-૮૪ માહાદીના સરદાર ઓસમાન દીગમાં અને અંગ્રેજી સરદાર જેનરલ ગ્રેહમ વચે એલતેબ ખાતે લડાઇ થઇ, જેનું કસું નકી પરીણામ આવયું નહી.

૧૩-૩-૮૪ તામાનીએબની લડાઇ, ઓસ માનદીગમા અને જેનરલ ગ્રેહમ વચે થઇ; જે નું કશું પરીણામ આવયું નહી.

૨૬-૬-૮૪ પારલામેંટ માટેની ચુંટણીના હકનો વીસતાર વધારનારો ધારાનો ખરડો ત્રી જીવાર વંચાઇ પસાર થયો; પણ ઊમરાવોની સભાએ તે રદ કીધો.

૨૧-૭-૮૪ ચુંટણીના હકના સંબંધમાં મેહેનતુ વરગોની ૩૦,૦૦૦ માણસોની રાક્ષસી સભા મળી.

૧૫-૮-૮૪ ચીનાઇ સરકારે ફરાનસ સામે લડાઈ જાહેર કીધી.

૬-૧૨-૮૪ આમની સભાની બેઠકો ની વેહેંચણી સુધારેલાં ધોરણ પર કરવાનો ધારો પસાર કરવામાં આવે એવી સરત કરી ઉમરાવોની સભાએ ચુંટણીના હકના વધારાને લગતો ખરડો પસાર કરી આપયો.

૬-૧૧-૮૪ ઇંગલંડનો પોસટ માસતર જેનરલ ને નામીચો રાજદવારી પ્રોફેસર ફાસેટ મરણ પાગયો.

૧૨-૮૪ લનડનનો પુલ દીનેમાઇટની સુરંગથી ઊરાડી મેલવાની કોશેશ કરવામાં આવી.

૨૪-૧-૮૫ પારલામેંટનું મકાન અને લનડન તાવર દીનેમાઇટથી ઊરાડી મુકવાની કોશેશ થઇ.

૫-૨-૮૫ ખારતુમ પડયું અને તેનો બહાદુર બચાવનાર જેનરલ ગારડન મારયો ગયો.

૧૯-૨-૮૫ સરકારની સુદાનના સંબંધની રાજનીતી વીશે સરકાર સામે ઠપકાનું મત લાવવામાં આવયું પણ તે ઉડી ગયું.

૪-૮૫ આફગાન સરહદના સંબંધનાં રૂશયા અને ઇંગલંડ વચેના વાંધાએ ગંભીર